



# પ્રસ્તાવના

**મ**નુષ્યગતિ સર્વથી વિલક્ષણ છે. દેવગતિ સર્વોત્કૃષ્ટ છતાં તેની ઉત્કૃષ્ટતા અમુક અંશેજ છે, જ્યારે મનુષ્યગતિની ઉત્કૃષ્ટતા ( મોક્ષ જવાની યોગ્યતાને લઈને ) સર્વ અંશે છે; પરંતુ મનુષ્યગતિમાં પૂર્ણ વિકાસ તો સદ્વર્તનની પૂર્ણતા હોય તોજ તે ઉચામાં ઉંચી કોટીને સ્પર્શવા સમર્થવાન થાય છે. સદ્વર્તનની પૂર્ણતા અને મનુષ્યગતિનો પૂર્ણ વિકાસ ધર્મ–આરાધનથી જ થઈ શકે છે કે જેનાથી સ્વર્ગાદિક સમૃદ્ધિની તથા મોક્ષની પ્રાપ્તિ થાય છે તેથી જ તેનું નામ જ ધર્મ કહેવાય છે.

પૂર્વકાળમાં જૈનધર્મમાં પ્રતિભાવંત અનેક નરરત્ન મહાપુરૂષો થયા છે. પ્રાચીનકાળના તે મહાપુરૂષોએ જૈનસાહિત્યની સરિતાના વિપુલ પ્રવાહને વિશાળરીતે વહેવરાવેલો છે. તેઓશ્રી અવસરજ્ઞ અને ધર્મ પ્રસારવા માટે ઉત્સાહી હતા, તેટલું જ નહિ પરંતુ જૈનપ્રજાના ઉપકાર માટે અનેક ગ્રંથો લખ્યા છે. મનુષ્યોને ઉપરોક્ત જણાવ્યા પ્રમાણે સ્વર્ગાદિ કે મોક્ષની સિદ્ધિ કેવા પ્રકારનો ધર્મ પરીક્ષા કરીને આદરવાથી થાય તેજ આ ગ્રંથમાં ગ્રંથકાર મહારાજે બતાવેલ છે.

મનુષ્ય પોતાના વ્યવહારમાં ભોગવટાની દરેક ચીજ પરીક્ષા કરીને લે છે–તો ધર્મ જે ખરેખર આત્માનું જીવન છે તેની પણ અનેક રીતે પરીક્ષા કરીને તે ગ્રહણ કરવો જોઈએ, કે જેથી સ્વર્ગાદિ કે મોક્ષપ્રાપ્તિ થઈ શકે. એટલા માટે જ જનસમાજના ઉપકાર અર્થે તેવા ઉત્તમ અને ઉચ્ચકોટીનો ધર્મ પ્રાપ્ત કરવા આ ગ્રંથનું આપેલ "ધર્મ પરીક્ષા" નામ સાર્થક છે, તેમાં અનેકરીતે દૃષ્ટાંતો, કથાઓ, ગુણો વગેરે જણાવી

તે વડે પરીક્ષા કરી સનાતન જૈન ધર્મ (જિનેશ્વરનો) સમ્યક્ધર્મ એકજ સ્વીકાર્ય છે એમ સિદ્ધ કરેલ છે.

સામાન્યરીતે કહેવામાં આવે છે કે દુર્ગતિમાં પડતા પ્રાણીઓને ધારી રાખી શુભસ્થાનમાં મૂકે તેનું નામ ધર્મ—સત્ય ધર્મ કહેવાય છે. તે સામાન્ય અને વિશેષ તેવા બે પ્રકારે છે. શુભ પરિણામના કારણભૂત, કુલોચિત, આ ભવ પરભવને અનુકુળ, પરને તથા પોતાને હિતકર અને સત્ક્રિયાની પ્રાપ્તિરૂપ સામાન્યધર્મ છે તથા સમકિત છે મૂળકારણ જેનું તે પ્રથમ મુનિને યોગ્ય, બીજો ગૃહસ્થીને યોગ્ય છે.

આ ગ્રંથમાં નવપરિચ્છેદમાં આઠ ગુણોથી પરીક્ષા બતાવી કથાઓ સહિત વિવરણ કરેલ છે.

(૧) પ્રથમ પરિચ્છેદમાં સામાન્ય ધર્મનું સ્વરૂપ બતાવતાં ધર્મની વ્યાખ્યા, બે પ્રકારના ધર્મનું સ્વરૂપ, ઉપચારથી ધર્મ કેને કહેવો ? તે સાથે ધર્મના અનુષ્ઠાનો બતાવી સામાન્ય ધર્મ ઉપર **પુરૂષચંદની કથા** આપવામાં આવેલ છે. આ કથામાં વિશેષ ધર્મની પ્રાપ્તિરૂપ દયા, દાન, અને સમતાવડે મનોહર, સર્વજ્ઞના માર્ગમાં રહેલી ક્રિયા વગેરેને સરળ રીતે બતાવવામાં આવેલ છે. ઉપરાંત પુરૂષચંદ્રે પ્રથમ સામાન્ય ધર્મમાં પ્રવેશ કરી છેવટે ઉત્કૃષ્ટ ધર્મ માર્ગગ્રહણ કરી કેમ મોક્ષપ્રાપ્તિ કરી તે અનેક બોધપાઠો આપી સમજાવેલ છે. અને સાથે વિશેષ ધર્મનું સ્વરૂપ મનોહરરીતે જણાવી તે ઉપર **વિદ્યાપતિની કથા** આપી ધર્મનું બે પ્રકારનું સ્વરૂપ દરેક પ્રાણીને અવશ્ય જાણવા તથા આદરવા લાયક છે એમ સિદ્ધ કરેલ છે.

(૨) દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવને જાણનાર ગીતાર્થ પુરૂષ પાસે, સુવર્ણની જેમ પરીક્ષ[illegible] કે શુદ્ધ સમ્યગ્ ધર્મ ગ્રહણ કરવા વિષે વિવેચનરૂપ પ્રથમ ગુણ[illegible] [illegible]જા પરિચ્છેદમાં આપવામાં આવેલ છે. શાસ્ત્રમાં જણાવ્યા [illegible] પરીક્ષા આઠ પ્રકારે બતાવી તેવી રીતે ધર્મની [illegible] કારે બતાવી તે ઉપર વાક્પતિની કથા

આપવામાં આવેલ છે. તેમાં જણાવેલ રીતે પરીક્ષા કરીને આદરેલ ધર્મ મનુષ્યોની મહા મોહરૂપી વિષની પીડાને હરણ કરનાર, મિથ્યાત્વરૂપી વિષનો નાશ કરી શ્રી વાક્પતિરાજાની જેમ અનુક્રમે સર્વ પ્રકારના સુખવડે ઉત્તમ હર્ષને છેવટે વરસાવનાર થાય છે

(૩) બીજો ગુણ શ્રેષ્ટ જ્ઞાન અને ક્રિયારૂપ આ જિનધર્મ સુવર્ણથી બનાવેલ રસાયણરૂપ હોવાથી, તેના સેવનથી કર્મરૂપી રોગનું હરણ કરી મોક્ષ કેમ આપે છે ? તે આ ગ્રંથના ત્રીજા પરિચ્છેદમાં આપવામા આવેલ છે અને તે ધર્મરૂપી રસાયણ કેમ કહેવાય છે, અને તેનું સેવન કરવાથી આરોગ્યદ્વિજનો કર્મમય વ્યાધિનો નાશ કેમ થયો તે કથા આ પરિચ્છેદમા આપવામાં આવેલ છે.

(૪) ધર્મની પરીક્ષા માટે ચોથા પરિચ્છેદમાં ત્રીજો ગુણ દયાદિરૂપ ધર્મ કહેલ છે, કે જેનું સેવન કરવામા આવે તો તે સર્વ આપત્તિને દૂર કરી મંગળકારક થાય છે. આ પ્રકરણમાં તેનું સ્વરૂપ બતાવતા તે નિશ્ચયપૂર્વક કરેલા ધર્મથી **શ્રી વિજયરાજા** ભવતાપ રહિત થઈ છેવટે મંગળની શ્રેણીને પામી, શ્રી શાંતિનાથ જિનેશ્વરના ગણધર થઇ કેવળજ્ઞાન પામી મોક્ષ કેવી રીતે વર્યા તેનું રસિક ચરિત્ર આ પરિચ્છેદમાં આપેલ છે.

(૫) વિનય-પ્રધાન ધર્મ જે દેવગુરુને વંદનાદિક કરવારૂપ, ધર્મપરીક્ષાનો ચોથો ગુણ પાંચમા પરિચ્છેદમા સમ્યક્‌જ્ઞાન અને ક્રિયારૂપ ધર્મ ગ્રહણ કરવા માટે કહેલ છે. આ વિનયધર્મનું સ્વરૂપ સ્ફુટ રીતે આપી તે ઉપર ધનમિત્રનું ચરિત્ર આપવામાં આવેલ છે; ચરિત્રમાં કસ, તાપ છેદ અને તાડન એ ચાર પ્રકારે સુવર્ણની જેમ પરીક્ષા થાય છે, તેમ ધર્મની શ્રુત, શીલ, તપ અને દયા આ ચાર ગુણે પરીક્ષા કરી શકાય છે, વગેરેનું મનન કરવા યોગ્ય સુંદર વિવેચન કરી ધનમિત્ર તે ભવમાં સ્વર્ગે ગયો અને પછી તેજ ધર્મના આરાધનથી બીજા ભવમાં મોક્ષલક્ષ્મી પ્રાપ્ત કરશે તે હકીકત આ પ્રકરણમાં બતાવેલ છે.

(૬) નિરંતર વિધિપૂર્વક આવશ્યકાદિકરૂપ ધર્મ કર્યો હોય તો તે જાતિ સુવર્ણની જેમ અનુકુળ ગતિવાળો થાય છે. પરીક્ષા કરી ધર્મ ગ્રહણ કરવા માટેનું આ પાંચમા ગુણનું વર્ણન ગ્રંથકાર મહાપુરૂષ હવે બતાવે છે. સમ્યગ્જ્ઞાન, દર્શનપૂર્વક, અતિચારરહિત, વિધિવડે વિશુદ્ધ છ આવશ્યકાદિ ક્રિયાસ્વરૂપ ધર્મનું ગ્રહણ વિપત્તિનું નિવારણ કરી સંપત્તિને પ્રાપ્ત કરી ઉચ્ચ ગતિને સહાયભૂત થાય છે, આ ગુણનું વિવેચન આકર્ષક રીતે આપી તેના ઉપર **મિત્રાનંદ મંત્રીની** કથા કે જેમાં ચરિત્ર સાથે અનેક જાણવા લાયક અન્ય હકીકતો અને મિત્રાનંદ મંત્રી આ ગુણથી શિવમંદિરમાં કેમ પહોંચ્યાં તે જણાવી આ છઠ્ઠો પરિચ્છેદ પૂર્ણ કરવામાં આવેલ છે.

(૭) સાતમા પ્રકરણમાં ગુરૂત્વ નામનો છઠ્ઠો ગુણ કે જે સકલપુરૂષાર્થોને સાધનાર, અતિ ઉન્નતિનું કારણ, ત્રણ પ્રકારે શુદ્ધ, અને જિનપૂજા, શીલ, તપ વગેરે સ્વરૂપવાળો ધર્મ તે સુવર્ણની જેમ હોય તેનું વિવરણ કરવામાં આવેલ છે. પ્રથમ ધર્મના ચાર પ્રકારો દાન, શિયળ, તપ અને ભાવ તે દરેક પુરૂષાર્થને કેમ સાધનાર છે, તે સાથે સુવર્ણ અને ચણોઠીનો સંવાદ આપી, છેવટે જિનેશ્વરની શાસ્ત્રમાં પાંચ પ્રકારે બતાવેલી ભક્તિ કે જે ભક્તિ એકજ પૂજા તેમાં બતાવ્યા પ્રમાણે કરવાથી જિનદત્ત શ્રેષ્ઠીના પુત્ર જિનચંદ્ર અનુક્રમે મુક્તિમાર્ગને પામ્યા તેનું ચમત્કારિક વર્ણન આમાં આપેલ છે, ત્યાર બાદ બે પ્રકારની પૂજા જેમાં દ્રવ્યપૂજા ગૃહસ્થે અવશ્ય કરવી અને તે કેમ ગૃહસ્થોને આલંબન રૂપ થાય તેનું; તેમજ ભાવપૂજા-જેને ચૈત્યવંદન કહેવામાં આવે છે તે માત્ર ત્યાગી પુરૂષોને માટે જણાવી તે બન્ને પ્રકારની પૂજાનું સારૂં, સરલ, આલ્હાદજનક વર્ણન આપવા સાથે છેવટે જે પ્રાણી મન. વચન અને કાયા એ ત્રણેની શુદ્ધિપૂર્વક સર્વજ્ઞે કહેલ તે શુદ્ધ ધર્મનું સેવન કરે છે, તે પ્રાણી **શ્રીપાળની** જેમ મોટી પદવી પામે છે. શ્રીપાલ કેવા ભાવપૂર્વક ત્રિકરણ યોગથી શુદ્ધ ધર્મનું આરાધન કરી બારમા દેવલોકમાં ગયો અને ત્યાંથી મહાન્ મોક્ષ-સંપદા પામ્યો તેનું વિસ્તારપૂર્વક ધ્યાન આ **સાતમા** પરિચ્છેદમાં બતાવેલ છે.

(૮) હવે સાતમો ગુણ દાન અને ઉપકારરૂપ ધર્મનું સ્વરૂપ આઠમા પરિચ્છેદમાં જણાવેલ છે.

ઉપકારરૂપધર્મ વ્યવહાર અને નિશ્ચય, શુદ્ધ અને અશુદ્ધ એ બે પ્રકારે ગીતાર્થ પુરૂષોએ કહેલો છે તેનું સ્વરૂપ જણાવતાં, પ્રથમ દાનધર્મના ૭ અધિષ્ઠાન, ૭ અંગો, ૭ ફળો, તેમજ જ્ઞાનદાન, અભયદાન, સુપાત્રદાન, અને પીડા પામેલા જીવના પ્રાણદાન એ ચાર દાનો જે કે સર્વ ધર્મનું અદ્વિતીય જીવનરૂપ જણાવી, દાનના બીજી રીતે ઉત્તમ, મધ્યમ અને અધમ એવા ત્રણ ભેદો છે તે વગેરેનું વિસ્તારપૂર્વક વર્ણન, નહિં જાણેલું, નહિં સાંભળેલું, અને અવશ્ય આદરવા લાયક સ્વરૂપ આપી સુપાત્રદાનધર્મ ઉપર **શ્રી શાલિવાહન** રાજાની કથા તથા પરોપકાર ધર્મનું આરાધન કરવાથી **અભયંકર ચક્રવર્તી** કેવી રીતે શિવસુંદરીને વર્યા તેનું બોધદાયક ચરિત્ર આપી છેવટે સાતમા ગુણનું વિવરણ પૂર્ણ કરેલ છે.

છેલ્લા **નવમા પરિચ્છેદમાં વિધિથી કહેલો વ્રતપાલનાદિક** ધર્મ જે સમ્યક્‌જ્ઞાન અને સમ્યક્‌ક્રિયાવડે બે પ્રકારનો જિનેશ્વરોએ કહેલ છે, તેનું સ્વરૂપ આપેલ છે. ક્રિયાની જરૂરીયાત, તેનું મહાત્મ્ય જણાવવા સાથે "અવિધિ વડે ક્રિયા કરવી તેના કરતાં ન કરવી તેવું કહેનાર ઉત્સૂત્ર બોલનાર છે" એમ શાસ્ત્રાધારે આ પ્રકરણ સિદ્ધ કરેલ છે જે અવશ્ય જાણવાયોગ્ય છે. ત્યારબાદ ૭ આવશ્યકની ટુંકમાં સમજ આપી તેના ઉપર **શ્રીમતી** અને **સોમાની** કથા, અંતર્ગત અંગીકાર કરેલ વ્રતને પાળવામાં મેરૂ સમાન અચલ તેવા દત્ત નામના શ્રેષ્ઠીની કથા, અહિંસાના વ્રતના પાલન ઉપર બંધુમતીની કથા, અસત્ય વચન બોલવાથી શુભંકર નામના શ્રેષ્ઠી ત્યાંના રાજાની આજ્ઞા ભંગથી જે દુઃખ પામ્યો તે શ્રેષ્ઠીની કથા, અદત્તાદાન સેવાથી એક નિરાધાર પુરૂષ કેવી વીટંબના પામ્યો તે કથા, પતિનો ઘાત કરનાર એક દુષ્ટ સ્ત્રીની છેવટે કથા આપીને તે તે વિષયો ઉપદેશક રીતે સમજાવ્યા છે. છેવટે શ્રીમતીને તેઓના ગુરૂણીજીએ બનાવેલ નવતત્ત્વનું વિ-

સ્વરૂપ અને છેવટે સોમા સહિત શ્રીમતીએ જૈનચૈત્યો કરાવી, શ્રાવક ધર્મનું આધન કરી, બન્ને સ્વર્ગે ગઇ અને ત્યાંથી મનુષ્યભવ પામી અને સિદ્ધિનું સુખ પામશે બતાવી આ પરિચ્છેદ અને ગ્રંથ સમાપ્ત કરવામાં આવે છે.

સર્વ જીવોને સુખકારક, દુર્ગતિમાં ઉપાર્જન કરેલા કર્મમલનાસમૂહને શોધનાર, સુવર્ણની જેમ અત્યંત નિર્મલ એવા આ સનાતન-સત્ય જિનેશ્વરનો ધર્મ આ ગ્રંથમાં જણાવેલ આઠ ગુણે પરીક્ષા કરી દરેક મનુષ્યે ગ્રહણ કરવો કે જે ભગવંતોએ જ કહેલ છે તેનું સ્વરૂપ ઉપર પ્રમાણે આ ગ્રંથમાં આપવામાં આવેલ છે.

આ ગ્રંથમાં આપવામાં આવેલ અષ્ટ ગુણોવડે પરીક્ષા કરી આરાધેલ ધર્મ આત્માના દ્રવ્ય ભાવ રોગને દૂર કરવામાં રસાયનરૂપ, જાત્યવંત સુવર્ણની જેમ કર્મરજને દૂર કરી આત્માને અત્યંત નિર્મલ કરનાર હોવાથી તેના ધારણ કરનારને યાવજ્જીવિત સદાચાર, સન્નીતિ અને સદ્ધર્મનો પરમ ઉપાસક બનાવી પરમ પદ ( મોક્ષ )નો અધિકારી કરે છે.

આ ગ્રંથ સર્વે મનુષ્યોને અતિ ઉપયોગી છે અને તેની યોજના એવી ઉત્તમ પદ્ધતિથી કરવામાં આવી છે, કે મનનપૂર્વક વાંચવાથી મનુષ્ય સ્વકર્તવ્યના યથાર્થ સ્વરૂપને જાણી, પોતાને ધર્મરૂપી કલ્પવૃક્ષની શિતલ છાયાથી આશ્રિત કરી, અનુપમ આનંદનો સંપાદક બને છે. ટુંકમાં જણાવવાનું કે આ સંસારમાં પરમશ્રેય માર્ગે છેની મોક્ષ પર્યંત સાધન પ્રાપ્ત કરવાની શુભ ભાવનાવાળા મનુષ્યે શ્રીમાન્ શ્રી જિનમંડનગણિની પ્રતિભાનો આ પ્રસાદ નિરંતર પ્રાપ્ત કરવા યોગ્ય છે.

આ ગ્રંથના કર્તા વિક્રમ સંવત પંદરમા સૈકામાં વિદ્યમાન હતા. તેઓશ્રી તપાગચ્છરૂપી કમળને વિકાસ કરનાર શ્રી જગચ્ચંદ્રસૂરિના પરિવારમાં થએલા છે. તેઓ જૈન ધર્મમાં પ્રખ્યાત થયેલા **શ્રી સોમસુંદરસૂરિના** શિષ્ય હતા. મહાત્મા સોમસુંદરસૂરિ ભારત વર્ષમાં એક સારા વિદ્વાન અને લેખક ગણાતા હતા. [illegible]

પ્રબંધ વગેરે ગ્રંથો આ ગ્રંથકર્ત્તા મહાત્માની અન્ય કૃતિઓ છે. ગ્રંથકારે આ ગ્રંથની પ્રશસ્તિ, ( ક્યારે આ ગ્રંથ લખ્યો, કયા સ્થળે રચ્યો, ) તે આપેલ નથી તેથી અહિં પણ આપવામાં આવેલ નથી, પરંતુ તેઓશ્રીની વિદ્યમાનતા તથા ગુરૂ સંબંધી હકીકત ઉપરોક્ત મુજબ બીજે સ્થળેથી વાચકની સામાન્ય માહિતી માટે મેળવી આ સ્થળે આપેલ છે.

મૂળ ગ્રંથ પણ અમોએ સં. ૧૯૭૪ માં પ્રગટ કરેલ છે તેનું આ ભાષાંતર અત્યારે પ્રસિદ્ધ કરવામા આવે છે. આ ગ્રંથને પા. ૧૯૮ મે જે ત્રુટી છે તે મૂળ ગ્રંથમા પણ પચાસ શ્લોક જેટલી ત્રુટી અસલ હસ્ત લેખિત પ્રતમા હતી તે તેમાં રહેલ છે તેથી આમાં પણ રહેલ છે તે સહજ જણાવવા રજા લઇએ છીએ.

આ ગ્રંથ અને તેના પ્રુફો મનનપૂર્વક વાચી જવા માટે બંધુશ્રી ફતેહચંદ ઝવેરભાઇનો ઉપકાર માનવામાં આવે છે.

આ ગ્રંથમા દ્દષ્ટિદોષ, પ્રેસ દોષ કે કોઇ સ્થળે ભાષામાં કંઇ સ્ખલના જણાય તો મિથ્યાદુષ્કૃત પૂર્વક ક્ષમા માગવા સાથે અમોને જણાવવા સૂચના કરીએ છીએ. જેથી તે સુધારવાને યથાયોગ્ય પ્રયત્ન કરવામા આવે

વીર સં. ૨૪૫૮ આત્મ સં. ૩૬.
વિક્રમ સં. ૧૯૮૮ કારતક શુકલ પૂર્ણિમા.
ભાવનગર—આત્માનંદ ભવન.

ગાંધી વલ્લભદાસ ત્રિભુવનદાસ.



# શુદ્ધિ-પત્રક.

| પાનું | લીંટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૩ | ૬ | સમ્યદગૃષ્ટિ | સમ્યગ્દૃષ્ટિ |
| ૫૬ | ૮ | સાલ | શાલ |
| ૧૨૫ | ૨૭ | कलमेकमेव | किलमेकमेव |
| ૧૨૮ | ૨૬ | છાનું | છાનું પાપ |
| ૧૬૦ | ૭ | ખગ | ખડ્ગ |
| ૧૬૩ | ૧૦ | કામદુધા | કામદુધા |
| ૧૭૬ | ૧૩ | સુખનુ | સુખનું |
| ૧૭૭ | ૧૯ | દશાર | દશાર્હ- |
| ૧૮૭ | ૨૩ | શ્રણી | શ્રેણી |






મહોપાધ્યાય શ્રીમત્ જિનમંડન ગણિ વિરચિત.

# ધર્મ પરીક્ષા

## ( ભાષાંતર )

## પ્રથમ પરિચ્છેદ.



" श्रीवर्धमानमर्हन्तं, प्रणम्य त्रिजगद्गुरुम् ।
स्वान्योपकृतये वक्ष्ये, धर्माधर्मव्यवस्थितिम् ॥१॥ "

" ત્રણ જગતના ગુરૂ શ્રીવર્ધમાન સ્વામીને પ્રણામ કરીને હું ( જિનમંડન ગણિ ) પોતાના અને અન્ય

જનોના ઉપકારને માટે ધર્મ અને અધર્મની વ્યવસ્થા

ધર્મ પરીક્ષા. ( વ્યાખ્યા ) કહું છું.

જેનાથી સ્વર્ગાદિક સમૃદ્ધિની અને મોક્ષની સિદ્ધિ ( પ્રાપ્તિ ) થાય તેનું નામ ધર્મ કહેવાય છે. તે વિષે કહ્યું છે કે—

" दुर्गतिप्रसृतान् जन्तून्, यस्माद्धारयते ततः ।
धत्ते चैतान् शुभस्थाने, तस्माद्धर्म इति स्मृतः ॥१॥
धर्मसिद्धौ ध्रुवा सिद्धिः, द्युम्नप्रद्युम्नयोरपि ।
दुग्धोपलम्भे सुलभा, संपत्तिर्दधिसर्पिषोः ॥२॥"

" જેથી કરીને દુર્ગતિમાં પડતા પ્રાણીઓને ધારી રાખે છે, અને તેમને ત્યાંથી લઇને શુભ સ્થાનમાં મૂકે છે, તેથી તેનું નામ ધર્મ કહેવાય છે. ધર્મની સિદ્ધિ થવાથી અર્થ અને કામની અવશ્ય સિદ્ધિ થાય છે. જેમકે દૂધની પ્રાપ્તિ થવાથી દહીં અને ઘીની પ્રાપ્તિ સુલભ જ છે."

તેમાં સામાન્ય અને વિશેષ એવા ધર્મના બે પ્રકાર છે. તેમાં શુભ પરિણામનું કારણભૂત, પોતાના કુળને ઉચિત, આ ભવ તથા પરભવના વિરોધ રહિત ( અનુકૂળ ), શુભ માર્ગને અનુસરનાર અને પોતાને તથા પરને હિત કારક એવી જે સત્ક્રિયાની પ્રાપ્તિ તે સામાન્ય ધર્મ છે.

## બે પ્રકારનો ધર્મ.

" શુભ પરિણામને નિમિત્તે સામાન્ય અને વિશેષ એ બે પ્રકારનો ધર્મ હોય છે. તેમાં ગૃહસ્થીઓની જે શુભ કાર્યમાં પ્રવૃત્તિ તે સામાન્ય ધર્મ કહેવાય છે."

તથા પોતાની જ જેમ બીજાને વિષે પણ કુશળ પ્રવૃત્તિનું ચિંતવન કરવું, અને શક્તિ પ્રમાણે દાન તથા તપ કરવો, એ સર્વે ધર્મની પ્રાપ્તિના ઉપાય ( કારણ ) છે. જેમ ઘી આયુષ્યનું કારણ છે તેથી ઘીજ આયુષ્ય કહેવાય છે, તેમ આ સર્વે સમ્યગ્ધર્મના કારણ હોવાથી તે પણ ધર્મ જ કહેવાય છે,

## ઉપચારથી ધર્મ.

" જીવદયા, દાન અને પૂજા વિગેરે ધર્મનાં કારણો છે, તથા શુભ અધ્યવસાય ઉત્પન્ન કરવાના હેતુ છે, તેથી તે સર્વે ઉપચારથી પણ ધર્મ કહેવાય છે. "

સામાન્યરીતે શુભ અનુષ્ઠાન આ પ્રમાણે કહ્યું છે,

" कुलाचारमयी वृत्ति–र्न्यायधर्माविरोधिनी ।
स्वामिद्रोहादि पापेभ्यो, विरतिः सत्यशालिता ॥१॥
यदौचित्येन निर्व्याजं, स्वगृहागतगौरवम् ।
विशुद्धा धनवृत्तिश्च, धर्मः सामान्यतो भवेत् ॥२॥ "

" ન્યાય અને ધર્મમાં વિરોધ ન આવે તેવી પોતાના કુળના આચારને યોગ્ય વૃત્તિ ( આજીવિકા ), સ્વામીદ્રોહ વિગેરે પાપોથી નિવૃત્તિ, સત્યતા, પોતાને ઘેર આવેલાનું નિષ્કપટપણે ઉચિતતા સહિત ગૌરવ (બહુમાન) કરવું અને વિશુદ્ધ ધનની આજીવિકા કરવી, આ સર્વ સામાન્ય ધર્મ છે. "

" લોક વિરૂદ્ધ વિગેરે પાપનો જે ત્યાગ કરવો તે સામાન્ય ધર્મ કહેવાય છે, અને તે સામાન્ય ધર્મ પરંપરાએ કરીને વિશેષ ધર્મનું કારણ થાય છે. જ્યાંસુધી આ જીવ આશ્રવ રહિત ( સંવરરૂપ ) ધર્મને સમકિત

સહિત ન પામે ત્યાં સુધી તે જીવને સામાન્યધર્મમાં તત્પર જાણુવો.

તથા વળી ધર્મનું અનુષ્ઠાન ચાર પ્રકારનું છે.

" कष्टाधिका स्वल्पफलोपभोगा,
भूयःफला स्वल्पतरात्मकष्टा ।
पापैकरूपा सुकृतैकसारा,
ख्याता चतुर्धा सुकृतप्रवृत्तिः ॥ १ ॥ "

" સુકૃત ( ધર્મ ) ની પ્રવૃત્તિ ચાર પ્રકારની કહેલી છે; જેમાં કષ્ટ અધિક હોય અને ફળનો ભોગ અલ્પ હોય તે ૧, જેમાં કષ્ટ ઘણું અલ્પ હોય અને ફળ ઘણું હોય તે ૨, જે ક્રિયા કરવાથી એકાંત પાપ જ હોય તે ૩, તથા જેમાં એકાંત પુણ્ય જ હોય તે. ૪."

" ववहारसुद्धिपमुहा, पणतीसगुणे गिहीण जे भणिआ ।
सामन्नधम्मरूवा, हवंति ते सुद्धधम्मफला ॥ १ ॥
लोइअधम्मा सव्वे जीवदयावज्जिआ विविहरूवा ।
अन्नाणकट्ठकलिआ, धम्माभासा मुणेअव्वा । २ ॥"

" વેપારની શુદ્ધિ વિગેરે જે પાંત્રીશ ગુણો ગૃહસ્થીઓના કહેલા છે, તે સામાન્ય ધર્મરૂપ છે, અને તેનું ફળ શુદ્ધ ધર્મની પ્રાપ્તિ છે. વિવિધ પ્રકારના સર્વે લૌકિક ધર્મો જીવદયા રહિત હોય છે, તથા અજ્ઞાન કષ્ટે કરીને સહિત હોય છે, તેથી તે ધર્મના આભાસ માત્ર જ છે "

૪ " કુપ્રવચન (અન્ય શાસન) ના સર્વે પાંખડીઓ ઉન્માર્ગમાં જ રહેલા છે, પણ જિનેશ્વરનો કહેલો જ

સન્માર્ગ છે, અને તે જ ઉત્તમ માર્ગ છે. આ સમસ્ત લોક ધર્મના આભાસ (કુધર્મ) વડે જ વ્યાકુળ થયેલો છે, તેમાં યથાર્થ ( સત્ય ) ધર્મને તો જેનું કલ્યાણ સમીપે થવાનું છે એવા કેટલાક વિરલા પ્રાણીઓ જ પામે છે. તેમાં પણ વિશેષ ધર્મને ( સર્વ-વિરતિને ) સમ્યક્ પ્રકારે જાણીને જે જેવી રીતે કહ્યું છે તે તેવી જ રીતે શરીરની પણ અપેક્ષા રાખ્યા વિના કરે છે, તેવા પ્રાણીઓ તો વિરલામાં પણ વિરલ છે. ( ઘણા થોડા છે ). "

બીજા સર્વે લૌકિક ધર્મો તો પાપાનુબંધિપુણ્યવાળા હોવાથી મિથ્યાદષ્ટિ જીવોના મનને સ્પૃહા કરવા લાયક સુખભોગના કારણરૂપ હોવા છતાં પણ કુપથ્ય આહારની જેમ પરિણામે ગુણકારી થતા નથી.

" જિનેશ્વરની આજ્ઞાથી ક્રિયા કરનારને અવશ્ય તે ક્રિયા મોક્ષનું કારણ થાય છે, અને પોતાની બુદ્ધિથી સુંદર કાર્ય કરે તો તે સર્વ સંસારવૃદ્ધિનું જ કારણ થાય છે. મિથ્યાદષ્ટિઓની ક્રિયાનું ફળ માટીના પિંડ ( ઘડા ) ની જેમ પાછળથી નષ્ટ થઈ જાય છે, અને સમ્યગ્દષ્ટિની ક્રિયાનું ફળ સુવર્ણના કળશ જેવું છે ( અર્થાત્ પ્રાયે કરીને તે ફુટે જ નહિ અને ફુટે તો પણ તે સર્વથા નષ્ટ થાય જ નહીં ). અથવા તો ઉગ્ર તપને કરનારા અને ઉગ્ર કષ્ટવાળી ક્રિયા કરવામાં તત્પર એવા તાપસ વિગેરે લોકો રાજ્યાદિક ઋદ્ધિને માટે નિયાણું કરનાર હોય છે અને તેમનું મન ક્રોધવડે મલિન હોય છે, તેથી તેઓ પ્રથમ મુગ્ધજનોને આનંદ આપનારી વિવિધ પ્રકારની સમૃદ્ધિને પામીને પછી સમકિત દર્શન રહિત હોવાથી નીચ

યોનિમાં ભ્રમણ કરે છે, પરંતુ જિનેશ્વરે કહેલો સામાન્ય ધર્મ પણ દેવ અને મનુષ્યના સુખનું કારણ થાય છે, અને ત્યારપછી અનુક્રમે પ્રાયે કરીને તે ( સામાન્ય ધર્મ ) પરમાર્થ ( વિશેષ ) ધર્મનું કારણ થઇ સંસારથી ઉતારનાર થાય છે."

જેનો આત્મા સામાન્ય ધર્મવડે પવિત્ર થયેલો હોય છે તે પ્રાણી પુરૂષચંદ્રની જેમ વિશેષ ધર્મની સામગ્રીને પામીને મોક્ષના સુખનો ભાગી થાય છે.

## સામાન્ય ધર્મ ઉપર પુરૂષચંદ્રની કથા.

" અંગ દેશમાં ચંપા નગરીને વિષે પ્રસિદ્ધ તેજવાળો **શ્રીનિવાસ** નામનો રાજા હતો, તેને **ચંદ્રાવળી** નામની રાણીથી ઉત્પન્ન થયેલો **પુરૂષચંદ્ર** નામનો પુત્ર હતો. તે ચંદ્રની જેમ કળાવાન, [1]કુવલયને આનંદ આપનાર, [2]સદ્વૃત્ત અને તેજનો નિધાનરૂપ હતો. તે કુમાર યુવાવસ્થાને પામ્યો ત્યારે પિતાનાં કહેવાથી લોકોને આનંદ આપનારી **કૌશલ** દેશના રાજાની કમલા નામની પવિત્ર પુત્રીને પરણ્યો. સર્વ પ્રકારના સૌભાગ્યવડે શોભતી તે પ્રિયાની સાથે તે કુમાર લક્ષ્મીની સાથે કૃષ્ણ વાસુદેવની જેમ મન ઇચ્છિત સુખ ભોગવતો હતો.

એકદા વિશ્વના લોકોને આનંદ આપનાર વસંત ઋતુ આવી, તે વખતે પોતાના પુત્રને ક્રીડારસમાં આળસુ જોઇને રાજાએ તેને કહ્યું કે—" હે વત્સ !

1 પૃથ્વીના જીવોને. ચંદ્રના પક્ષમાં પોયણાંને.
2 સદાચારવાળો. ચંદ્રના પક્ષમાં સારો ગોળ.

ક્રીડારસમાં ઉત્સાહ આપનાર. આ વસંત ઋતુના ઉત્સવમાં તું મિત્રોને સાથે લઈ ઉદ્યાનને વિષે જઈ લીલા પૂર્વક ક્રીડા કેમ કરતો નથી ? " તે સાંભળી કુમારે કહ્યું કે—" હે પિતા ! તેવા પ્રકારની સામગ્રી વિના જે ક્રીડા કરવી તે માગી લાવેલા વેષની જેમ મને લજ્જા કરનારી ભાસે છે, કેમકે બીજાએ કરેલી કવિતા વડે પોતે કવિ થવું, માગેલા અલંકારો પહેરીને પોતે ગર્વ કરવો તથા પોતે નિર્ધન છતાં ધનિકની જેમ વિલાસ કરવો, આ ત્રણે પુરૂષની વિડંબના છે." તે સાંભળી રાજાએ પોતાના પુત્રપરના વાત્સલ્યને લીધે ખજાનચીને બોલાવી કહ્યું કે–" આ કુમારને આ વસંતોત્સવમાં જે જે જોઇએ તે સર્વ તારે આપવું," આ પ્રમાણે રાજાના હુકમથી તે ખજાનચીએ પણ તે રાજપુત્રને તેની ઇચ્છાને અનુસારે ઘણું સુવર્ણ આપ્યું. તેથી મનમાં પ્રસન્ન થઈ તે કુમારે પોતાને સમાન આકાર, સૌંદર્ય, ઉમ્મર, વિદ્યા, ઉદારતા અને અંતઃકરણવાળા, સૂર્ય જેવી કાંતિવાળા ઘણા રાજપુત્રો, મંત્રીપુત્રો અને શ્રેષ્ઠીપુત્રોને બોલાવી તેમને પોતાની જેવા જ શ્રેષ્ઠ અલંકારો અને વસ્ત્રોવડે ભૂષિત કર્યા. પછી નિષ્કપટપણે પોતાના મનને ઇચ્છિત સર્વ સામગ્રી તૈયાર કરાવી, તે સર્વેને કર્પૂર, અગરૂ, કસ્તુરિ, પુષ્પ અને ચંદનવડે ભૂષિત કર્યા, તથા તેમના શરીરને સિંદૂરના સમૂહ, કર્પૂર અને ઉત્તમ વાસવડે વાસિત કર્યાં. પછી પવિત્ર આત્માવાળો તે કુમાર તે સર્વ મિત્રોની સાથે લક્ષ્મીરમણ નામના ઉદ્યાનમાં ગયો. ત્યાં યાચકોને વાંછિત દાન આપવા પૂર્વક અને પ્રજાજનોના મનોરથોને પૂર્ણ કરવા પૂર્વક તેણે ઇંદ્રને

પણ લજ્જા આપે તેવી વસંતક્રીડા કરી. ગીત, નૃત્ય અને કળા વિગેરેની ક્રીડાને તથા કોટી સુવર્ણના અદ્ભુત વ્યયને જોઇને કયો માણસ વિસ્મય ન પામે ? સર્વ જનો વિસ્મય પામ્યા.

આ કુમારનો કરેલો વ્યય રાજાના જાણવામાં આવ્યો, ત્યારે તે મનમાં અત્યંત કોપ પામ્યો અને તેથી કરીને અંતઃકરણના પ્રેમને દૂર કરી તેણે તેને બોલાવીને કહ્યું કે-" અરે પુત્ર ! ન્યાય અને ધર્મકાર્યમાં વિમુખ એવા તેં માત્ર ક્રીડામાં જ કોટિ સુવર્ણનો વ્યર્થ વ્યય કેમ કર્યો ? રાજાઓને તો ઘોડા, હાથી અને યોધાઓનો સંગ્રહ કરવામાં ધનનો વ્યય કરવો યોગ્ય છે, પણ ક્રીડાના કાર્યમાં વ્યય કરવો યોગ્ય નથી. ઉત્તમ પુરૂષો શ્રેષ્ઠ ધર્મના કાર્યમાં લક્ષ્મીનો વ્યય કરે છે, મધ્યમ જનો ઘર વિગેરે કાર્યમાં ધનનો વ્યય કરે છે, અને અધમ મનુષ્યો કુકર્મમાં ધનનો વ્યય કરે છે. સર્વ પ્રકારના બળને વિષે ધનનું બળ જ મોટું છે. ધન વિનાના રાજાઓ પણ તૃણ તુલ્ય મનાય છે. કહ્યું છે કે—

" समाश्रयन्ति सर्वेऽपि, प्रायेण विभवं गुणाः ।
गुणश्चटति चापेऽपि, कोटिद्वयसमन्विते ॥ १ ॥ "

" પ્રાયે કરીને સર્વ ગુણો લક્ષ્મીનો જ આશ્રય કરે છે. કેમકે બે [1]કોટિ સહિત એવા ધનુષના ઉપર પણ ગુણ ચડે છે."

---

૧ બે અગ્રભાગ સહિત એવા ધનુષ ઉપર ગુણ એટલે પ્રત્યંચા-દોરી ચડે છે.

તેથી કરીને અરે પુત્ર ! તારાજ પુણ્યના ઉદયથી તારે કોટિ સુવર્ણને ઉપાર્જન કરીને પછી જ મારી દૃષ્ટિના વિષયમાં આવવું." આ પ્રમાણે પિતાનું વચન સાંભળી તે પુણ્યશાળી રાજપુત્રના મનમાં દુઃખ ઉત્પન્ન થયું, તેથી રાત્રિએ માત્ર ખડ્ગના જ સહાયવાળો તે દેશાંતર તરફ નીકળી ગયો. માર્ગમાં અનેક તીર્થોને નમસ્કાર કરતો તે પગે ચાલતો કુમાર અનુક્રમે સાત દિવસે કોઇક અરણ્યમાં દેવાલયને પામ્યો. તેમાં સુવર્ણ જેવી કાંતિવાળી ધનદની પ્રભાવવાળી પ્રતિમા હતી. તે રાજકુમારની ઉત્તમ વિનયવૃત્તિને જોઇ મનમાં આનંદ પામી. તેથી તેણે પ્રસન્ન થઇને દેવાંગનાઓ પાસે ઉત્તમ જનને ઉચિત એવાં શ્રેષ્ઠ ભોજન મંગાવી તેનાવડે તેનું આતિથ્ય કર્યું. કેમકે પુણ્યશાળી પુરૂષ સર્વદા સુખી જ હોય છે. કહ્યું છે કે—

" सर्वत्र वायसाः कृष्णाः, सर्वत्र हरिताः शुकाः ।
सर्वत्र दुःखिनां दुःखं, सर्वत्र सुखिनां सुखम् ॥ १ ॥ "

" સર્વ ઠેકાણે કાગડાઓ કાળા જ હોય છે, અને સર્વ ઠેકાણે પોપટો લીલા જ હોય છે, તે જ પ્રમાણે દુઃખી જનોને સર્વત્ર દુઃખ જ હોય છે, અને સુખી જનોને સર્વત્ર સુખ જ હોય છે. "

ત્યારપછી તે દેવાલયની સમીપે સુવર્ણસિદ્ધિને માટે ધાતુઓને ધમતા ધાતુવાદીઓને જોઇ ઉદાર મનવાળા તે રાજકુમારે તેમને કહ્યું કે—" વિઘ્ન રહિતપણે મનવાંછિત મોટા રસની સિદ્ધિ થવાથી પુણ્યના ઉદયને લીધે તમારા મનોરથો સિદ્ધ થાઓ."

તે સાંભળી તેઓ બોલ્યા કે—" હે જગતના અલંકારરૂપ મહા પુરૂષ ! તમારૂં અહીં આગમન થયું તે સારૂં થયું. તમે તમારૂં નામ કહેવા પૂર્વક અહીં અમારી પાસે ક્ષણ વાર રહો, કે જેથી કરીને પાપ કર્મવાળા પણ અમારે ઘણા વિઘ્નવાળી અને દુઃખથી પામી શકાય તેવી આ રસની સિદ્ધિ તમારાં સાંનિધ્યથી અવશ્ય સિદ્ધ થાય." આવી તેમની વાણીથી મનમાં પ્રસન્ન થયેલો તે કુમાર ત્યાં રહ્યો, અને તેના પુણ્યના ઉદયથી તેના વચનવડે જ ક્ષણ વારમાં તેમને [1]કોટિવેધી રસની સિદ્ધિ થઇ. તેથી હર્ષ પામેલા તે ધાતુવાદીઓ કુમારને ઘણું સુવર્ણ આપવા લાગ્યા, તો પણ તેનું ચિત્ત નિઃસ્પૃહ હોવાથી તેણે જરા પણ સુવર્ણ ગ્રહણ કર્યું નહીં. કહ્યું છે કે—

" अद्भुता उदयं दद्यु—र्वृत्तवन्तः पुरस्कृताः ।
बिन्दुरग्रे कृतोऽङ्कानां, दत्ते दशगुणोन्नतिम् ॥ १ ॥ "

" [2]વૃત્તવાળા ( સદાચારવાળા ) અદ્ભુત પુરૂષોને જો કોઇ પણ કાર્યમાં આગળ કરવામાં આવે તો તે મોટા ઉદયને આપે છે. જેમકે એક, બે વિગેરે અંકની આગળ જો બિંદુ ( મીંડું ) કરવામાં આવે તો તે દશ ગુણી ઉન્નતિને આપે છે ( ૧ ની પછી બિંદુ મૂકવાથી ૧૦ થાય છે વિગેરે ). તથા—

" इयमेव सतामलौकिकी, महती काऽपि कठोरचित्तता ।
उपकृत्य भवन्ति निःस्पृहाः, परतः प्रत्युपकारभीरवः ॥ १ ॥

૧ કોટિ ભાર લોઢાને વીંધીને તેને સુવર્ણ બનાવે એવો રસ.
૨ બિંદુ એટલે મીંડું ગોળ આકારવાળું હોય છે.

" સત્પુરૂષોના ચિત્તની આ કોઇ મોટી અલૌકિક કઠોરતા છે, કે જેથી તેઓ અન્યનો ઉપકાર કરીને પછી તેના પ્રત્યુપકારથી ભય પામેલા હોવાથી નિઃસ્પૃહ થાય છે—તેની સન્મુખ પણ જોતા નથી. "

પછી કુમારે તેમને કહ્યું કે—" કોઈ પણ નગરમાં રાજ્ય સંપત્તિને પામેલા મને જો તમે સાંભળો તો ગુણવાન એવા તમારે મારી પાસે આવવું, કે જેથી મારા ઐશ્વર્યને અનુસારે હું તમારો કાંઈક ઉપકાર કરૂં." આ પ્રમાણે ઉદાર મનવાળા તે કુમારે અમૃત જેવી વાણી વડે તેમને આનંદ પમાડી તેમને ત્યાં જ બહુમાન પૂર્વક તજી દઇ તે કુમાર આગળ ચાલ્યો, અને અનુક્રમે કાંપીલ્ય નામના નગરમાં આવ્યો, તે નગરની બહાર ઉદ્યાનમાં ચંદ્રના કિરણો જેવું ઉજ્વળ શ્રી વિમળસ્વામી તીર્થંકરનું સુંદર ચૈત્ય હતું, તેમાં જઇ પ્રભુને વિધિપૂર્વક નમસ્કાર કરી તે કુમારે નગરમાં પ્રવેશ કર્યો

એકદા કુમાર નગરમાં ફરતો હતો, તેવામાં પોતાના મહેલની બારીમાં બેઠેલી રાજપુત્રી તેને જોઇ પૂર્વ જન્મના સ્નેહને લીધે આનંદ પામી. કુમાર પણ કર્મના પ્રભાવથી દૃષ્ટિની [1]વાગુરા સમાન તે કન્યાને જોઇ પાણિગ્રહણની ઇચ્છાથી અત્યંત ઉત્સુક થયો. તે વખતે કુમારીની પાસે બેઠેલી ધાત્રીએ તેમનો અભિપ્રાય જાણી રાજકુમારનું ઠેકાણું જાણવા માટે પોતાની પુત્રીને મોકલી. ત્યારે તે કુમારની પાછળ પાછળ ચાલી કુમાર પણ અનુક્રમે ચાલતો ચાલતો નાગદેવના ચૈત્યમાં જઇ તેની બારી ઉપર

[1] પાશ, જાળ

બેઠો, અને ખડીનો કકડો હાથમાં લઈ પૃથ્વીપર આ પ્રમાણે શ્લોક લખવા લાગ્યો.—

" अनीहमानोऽपि बला–ददेशज्ञोऽपि मानवः ।
स्वकर्मवातयोगेन, नीयते यत्र तत्फलम् ॥ १ ॥ "

" મનુષ્ય ઇચ્છા રહિત હોય, તેમ જ પરદેશને જાણતો ન હોય તો પણ તે પોતાના કર્મરૂપી વાયુના યોગથી જ્યાં તે કર્મનું ફળ મળવાનું હોય ત્યાં બળાત્કારે લઇ જવાય છે. "

આ શ્લોક કુમારે અર્ધો લખ્યો તેટલામાં દૈવયોગે તેના હાથમાંથી તે ખડીનો કકડો કાંઇક વિસ્મરણ થવાથી નીચે પૃથ્વીપર પડી ગયો. તેને લેવા માટે તેણે ક્રીડા પૂર્વક હાથ લાંબો કર્યો, તે વખતે ત્યાં રહેલી ચિત્રની પુતળીએ તેના હાથમાં તે ખડીનો કકડો આપ્યો. આ આશ્ચર્ય જોઇને તે ધાત્રીની પુત્રીએ મનમાં વિસ્મય પામી વિચાર્યું કે—" ખરેખર આ મહા પ્રભાવવાળો અને પુણ્યવંત કોઇક રાજપુત્ર જણાય છે. " એમ વિચારી તેણીએ પાછી આવી તે વૃત્તાંત પોતાની માતાને કહ્યો. ધાત્રીએ પણ પ્રેમની સ્થિરતાને માટે તે વૃત્તાંત રાજપુત્રીને કહ્યો તથા વળી કહ્યું કે—" હે પુત્રી ! તે કોઇ ખરેખર રાજપુત્ર જણાય છે. તેનો પ્રભાવ જગતમાં ઉત્તમ છે અને તેથી રાજ્ય લક્ષ્મીનો લાભ તેને અલ્પ સમયમાં જ થવો જોઇએ. અન્યથા તેને આ પ્રમાણે દેવતા સાંનિધ્ય કરે નહીં, કેમકે સૂર્યબિંબની સમીપતા વિના પૂર્વ દિશા ચકચકિત ન હોય." તે સાંભળી ઉત્સાહ-
 વાળી થયેલી રાજકન્યા બોલી કે—" હે માતા !

તમારી વાણી તો અમૃતને ઝરનારી છે, તેનું ફળ હમણા શું થશે ? ” ત્યારે ધાત્રીએ તેને કહ્યું કે– “ તેની સાથે તારું પાણિગ્રહણ થાય એ જ ફળ છે, કેમકે કલ્પવૃક્ષની સાથે કલ્પલતાનો યોગ થાય તે યોગ્ય જ છે. ”

આ પ્રમાણે તે બન્ને વચ્ચે અમૃતને ઝરનારો વિચાર ચાલતો હતો, તેટલામાં બાંધવાના સ્તંભને ઉખેડી નાંખી મદવડે ઉન્મત્ત થઇ ઇચ્છા પ્રમાણે ભ્રમણ કરતા અને કલ્પાંત કાળની જેવા ભયંકર રાજાના પટ્ટહસ્તીએ આખું નગર આકુળ વ્યાકુળ કરી દીધું. કેમકે [1]માતંગને દયા હોય જ નહીં. તરતજ રાજાની આજ્ઞાથી વીર પુરૂષોનો સમૂહ તે હાથીને પકડવા ઉત્સુક થયો, અને નગરવાસીજનો આમતેમ ભમવાથી ભયભીત થયા. તે વખતે લોકોનો કોલાહલ સાંભળી ભુજબળવડે દેદીપ્યમાન અને હાથીની શિક્ષામાં નિપુણ શ્રીમાન્ પુરૂષચંદ્ર કુમારે તત્કાળ આવી અત્યંત બળવાન મુષ્ટિના પ્રહાર વડે તે હાથીને મદ રહિત કરી રાજમંદિરમાં સ્થાપન કર્યો–બાંધ્યો. રાજાએ તેનું ભુજાબળ જોઇ વિસ્મય પામી વિચાર કર્યો કે–“ અદ્‌ભુત પરાક્રમવાળો આ જ કુમાર મારી પુત્રીનો યોગ્ય વર છે. ” એમ વિચારી રાજાએ તેને બહુમાનપૂર્વક પોતાને ઘેર લાવી પોતાની પુત્રીને પાણિગ્રહણ માટે કહેવરાવ્યું, પરંતુ તે કન્યા પ્રથમથી જ પુરૂષ જાતિ ઉપર દ્વેષવાળી હતી, તેણે તે વાત માની નહીં, પણ ધાત્રીના હાથે તે કુમારને એક ગાથા નીચેના ભાવવાળી મોકલી, તે આ પ્રમાણે—

માતં ૧ હાથી તથા ચંડાળ.

"મેં પૂર્વે મનુષ્ય જન્મને સારભૂત માની ભયંકર દુઃખ અનુભવ્યું છે, તેથી જીવિતની ઇચ્છાવાળો કયો જીવ જાણતા છતાં (જાણી જોઈને) વિષ ખાય? કોઈ જ નહીં."

આ ગાથાનો ભાવાર્થ જાણીને પુરૂષચંદ્ર કુમારે પણ વિચાર કર્યો કે—"હું ધારૂં છું કે આ રાજપુત્રીને જાતિસ્મરણ જ્ઞાન થયું છે, અને પૂર્વભવમાં કોઇ કંજુસ પતિ તેણીને મળ્યો હશે, તેણે તેણીને દુઃખ આપ્યું હશે, તેથી આ ભવમાં યૌવનવડે મત્ત થઈ છે તોપણ પુરૂષ ઉપર દ્વેષ ધારણ કરે છે." આ પ્રમાણે તર્કથી જાણી તે બુદ્ધિમાન કુમારે તેણીની પ્રીતિરૂપી રસના મેઘસમાન એક સારો શ્લોક તે જ ધાત્રીના હસ્તકમળદ્વારા મોકલ્યો—

"चित्रं चरित्रं सत्त्वानां, विचित्रा कर्मणां गतिः ।
नारीपुरुषरत्नाना—मन्तरं दृश्यते महत् ॥ १ ॥"

"પ્રાણીઓનું ચરિત્ર વિચિત્ર પ્રકારનું હોય છે, કર્મની ગતિ પણ વિચિત્ર હોય છે, તથા સ્ત્રીઓ, પુરૂષો અને રત્નો તેમની મધ્યે પરસ્પર મોટું અંતર જોવામાં આવે છે."

આ પ્રમાણે તેના લખેલા શ્લોકના ભાવાર્થને યથાર્થ જાણી તે રાજપુત્રી તે કુમાર પર સ્નેહવાળી થઇ, અને તેની સાથે પાણિગ્રહણ કરવાનું પોતાનું મન થયું. કહ્યું છે કે—


"भ्रमन्ती भ्रमरी क्वापि, वने न कुरुते रतिम् ।
साऽपि चम्पकमासाद्य, पदमेकं न ग[illegible]

વનમાં ચોતરફ ભમતી ભમરી કોઇ પણ ઠેકાણે પ્રીતિને પામતી નથી. તે પણ ચંપકના વૃક્ષને (પુષ્પને) પામીને એક પગલું પણ આગળ જતી નથી (ચંપકને વિષે સ્થિર થાય છે)."

આ સ્વરૂપ જાણીને હર્ષ પામેલા રાજાએ તે બન્નેનો પાણિગ્રહણનો અદ્ભુત ઉત્સવ કરાવ્યો. તેમાં પૂર્વજન્મના પ્રેમનો ઉદય થવાથી [1]તારામેલકને સમયે તે બન્નેને પરસ્પર વાણીથી ન કહી શકાય તેવી પ્રીતિ થઇ. પછી રાજાએ આપેલા પાંચે વિષયોના ભોગની સામગ્રીએ કરીને સહિત એવા મહેલમાં તેણીની સાથે સુખ ભોગવતાં કુમાર દોગુંદુક દેવની જેમ રહ્યો. જેમ દોષ વિનાનું સાધન (ઉપાય) કાર્ય કરવામાં વ્યભિચારી (નિષ્ફળ) થતું નથી, તેમ પૂર્વજન્મમાં નિસ્પૃહ ચિત્તવડે માયારહિત કરેલું પુણ્ય વ્યભિચારી થતું નથી.

એકદા તે નગરની બહાર **સુમનોરમણ** નામના ઉદ્યાનમાં ચાર જ્ઞાનને ધારણ કરનારા **શ્રી ગુણસાગર** નામના સૂરિ મહારાજ સમવસર્યા. તે સાંભળી રાજા પરિવાર સહિત સૂરિ મહારાજ પાસે ગયો. તેમને નમસ્કાર કરી તેમના મુખથી ધર્મદેશના સાંભળી રાજાએ પોતાની પુત્રી અને જમાઇના પૂર્વભવની સ્થિતિ પૂછી કે—"આ રાજપુત્રી કયા કર્મવડે પ્રથમ પુરૂષ ઉપર દ્વેષવાળી હતી? અને કયા કર્મવડે હમણાં આ રાજપુત્રને તે સુખે કરીને પરણી?" તે સાંભળી ગુરૂએ કહ્યું કે—"પૂર્વ જન્મમાં **વાણિજ**

---

૧ લગ્નમાં દંપતીની દૃષ્ટિનો મેળાપ કરવામાં આવે છે.

નામના ગામમાં વસનાર રૂદ્રશર્મા નામના બ્રાહ્મણની વિમલા નામની આ ભાર્યા હતી. એકદા તેણીની સપત્નીએ પોતાના પતિને તેણીનો અપવાદનો દોષ કહ્યો, તેથી તે પતિએ તેણીને યમુના નદીના જળના પૂરમાં ગુપ્તરીતે વહેતી મૂકી. તે વખતે દયાળુ હૃદયવાળા આ તે ગામના સ્વામી ( રાજા )એ તે પૂરમાંથી બહાર કાઢી, એટલે વૈરાગ્ય પામી તેણી તાપસી થઇ તપ કરવા લાગી. અનુક્રમે વિવિધ તીર્થની પૃથ્વીને સેવતી નિઃસ્પૃહ મનવાળી તે તાપસી શ્રી રૈવતાચળ પર્વત ઉપર ગઇ. ત્યાં ઉપવાસ કરવા પૂર્વક શ્રી નેમિનાથ પરમેશ્વરની પૂજા કરી તેને વારંવાર નમસ્કાર કરવા લાગી. તે પુણ્યના પ્રભાવથી તે આ તમારી કમળા નામની પુત્રી થઇ છે. અહીં એકદા નદીનું પૂર જોઇ તેણીને જાતિસ્મરણ જ્ઞાન થયું છે, તેથી પૂર્વના પતિનો દોષ જોવાથી તે પુરૂષોપર દ્વેષવાળી થઈ હતી. કહ્યું છે કે—

" यादृशी जायते लेश्या,समयेऽन्त्ये शरीरिणः ।
तादृश्येव भवेल्लेश्या, प्रायस्तस्यान्यजन्मनि ॥ १ ॥

" અંત્ય ( મરણ ) સમયે પ્રાણીને જેવી લેશ્યા હોય છે, તેવી જ લેશ્યા પ્રાયે કરીને તેને બીજા ભવમાં પણ પ્રાપ્ત થાય છે. તેમાં વળી તિર્યંચ અને મનુષ્યો આવતા ભવની લેશ્યા પ્રાપ્ત થાય ત્યારે મરણ પામે છે, અને દેવ તથા નારકી એક અંતર્મુહૂર્ત બાકી રહે ત્યારે પૂર્વ ભવની લેશ્યાને પામીને મરણ પામે છે. (અર્થાત્ દેવ અને નારકી જ્યાં ઉપજે ત્યાં પોતાની લેશ્યા લઇને જાય છે.)

તે ગામનો સ્વામી પણ પ્રાણીને વિષે કરૂણા રસનો સાગર હતો, દીન અને દુઃખી જનોને અન્નદાન કરવામાં જ તત્પર હતો, તેના મનમાં અસૂયા (ઇર્ષ્યા) હતી જ નહીં, તે ન્યાય માર્ગનું ઉલ્લંઘન કરવામાં ભય પામતો હતો અને સામાન્ય ધર્મવડે તેનો આત્મા પવિત્ર થયેલો હતો, તેથી તે મરીને આ તમારી પુત્રીનો પતિ થયો છે. કહ્યું છે કે—

पुरस्ताद्यावतीं यस्य, पदवीं दातुमिच्छति ।
धर्मः सुप्रभुवत्सेवां, सहते तस्य तावतीम् ॥ १ ॥

અર્થ—ધર્મ સારા રાજાની જેમ જે મનુષ્યને આગળ ઉપર જેવી પદવી આપવાને ઇચ્છતો હોય તે મનુષ્યની તેટલી જ સેવાને પોતે સહન કરે છે— અંગીકાર કરે છે. ૧

ત્યાર પછી રાજાએ તે બન્નેના પૂર્વભવનો વૃત્તાંત સાંભળી સંવેગરસને પામી શ્રીગુરૂ મહારાજે કહેલો ધર્મ અંગીકાર કર્યો. પછી સમકિતવડે શુદ્ધ બાર વ્રતો પાળવાથી અને સમ્યક્ પ્રકારે જીવાદિ તત્ત્વોનો વિચાર કરવાથી તે રાજા ઉત્તમ શ્રાવક થયો. ત્યાર પછી લોકોત્તર ગુણના સમૂહવડે ચોતરફ પ્રસિદ્ધ થયેલા તે નગરમાં રહેલા પોતાના પુત્રને સાંભળીને શ્રીનિવાસ રાજાએ સ્ત્રી સહિત તેને પોતાની ચંપાનગરીમાં બોલાવી પ્રજાનું પાલન કરવામાં લાલસાવાળા તેને પોતાના સમગ્ર રાજ્યપર મહોત્સવપૂર્વક સ્થાપન કર્યો, અને પછી તે રાજા વિષયોના સમૂહના પરિચય (ભોગ) નો ત્યાગ કરી સર્વ પ્રકારના પરિગ્રહને છોડી તથા વિધિપૂર્વક ધર્મનું આરાધન કરી સ્વર્ગે ગયો.

ધર્મ પરીક્ષા.

ત્યારપછી તે પુરૂષચંદ્રને મોટા રાજ્યપર દીક્ષિત થયેલો સાંભળીને તે ધાતુર્વાદીઓ પોતાના વાંછિતની સિદ્ધિને માટે તે ચંપા નગરીમાં આવ્યા. ત્યાં તેઓએ તે રાજાના પુણ્યના ઉદયથી રસસિદ્ધિ કરીને સેંકડો સુવર્ણની કોટિઓ ઉત્પન્ન કરી રાજાનું ઘર ભરી દીધું. દાતાર પુરૂષોને ધનની પ્રાપ્તિ થાય તે ગુણ છે, અને ધનવાન ધનનું દાન કરે તો તે ગુણ છે. પરંતુ જો ધન અને દાતાર બન્ને જુદા જુદા હોય તો તે પ્રાયે કરીને પુરૂષોની વિડંબનાજ છે. પ્રાયે કરીને આ લક્ષ્મી સર્વ પુરૂષોના શરીરને ભૂષિત કરવાનું કારણ થાય છે, પરંતુ જે પુરૂષો દાનાદિક વડે તે લક્ષ્મીને જ ભૂષિત કરે છે, તે પુરૂષોવડે જ આ પૃથ્વી [1]રત્નસ કહેવાય છે. કહ્યું છે કે-" આ લક્ષ્મી સમુદ્રના જળને સંગ હોવાથી જ નીચસ્થાને જાય છે, અને કમ લિનીના સંબંધથી જ જાણે તેના પગ કાંટાવડે વ્યાર થયા હોય તેમ તે કોઇપણ ઠેકાણે પગ ટકાવીને રહેતી નથી, તથા વિષની પાસે રહેલી છે તેથી જ જાણે મનુષ્યોના ચૈતન્યનો નાશ કરતી હોય એમ લાગે છે. તેથી કરીને ગુણીજનોએ ધર્મના સ્થાનોમા ખર્ચ કરીને તે લક્ષ્મીનું ફળ ગ્રહણ કરવું યોગ્ય છે." આ પ્રમાણે ઉદાર આશયપણાએ કરીને મનમ વિચાર કરી તે રાજાએ પુરજનોના [2]યોગ અને [3]ક્ષેમ કરવાની ઈચ્છાથી, પુણ્યશાળી મનુષ્યોની વિશેષ પ્રકાર ભક્તિ અને ઉચિતપણું કરવાની ઈચ્છાથી તથા દી અને દુઃસ્થિત પ્રાણીઓના ઉપર નિષ્કપટ દયા હોવાથ

૧ રત્નસમાન પુરૂષોને ઉત્પન્ન કરનારી.
૨ અપ્રાપ્ત વસ્તુની પ્રાપ્તિ. ૩ પ્રાપ્ત થયેલી વસ્તુનું રક્ષણ

અનેક કોટિ સુવર્ણના દાનવડે સર્વની પીડાનો નાશ કરી ધર્મરૂપી વૃક્ષના આધારભૂત ઉપકારની પરંપરા કરી. કહ્યું છે કે—

" परोपकारः कर्तव्यः प्राणैरपि धनैरपि ।
परोपकारजं पुण्यं, न स्यात्क्रतुशतैरपि ॥१॥"

" મનુષ્યે પોતાના પ્રાણવડે અને ધનવડે પણ પરોપકાર કરવો યોગ્ય છે. કેમકે પરોપકારથી ઉત્પન્ન થતું પુણ્ય સેંકડો યજ્ઞથી પણ થઇ શકતું નથી." એમ ભાગવતમાં કહ્યું છે.

એકદા તે ચંપાનગરીના ઉદ્યાનમાં સર્વ લબ્ધિના સમુદ્રરૂપ **શ્રી ગુણસાગર** નામના સૂરિ પાંચ સો સાધુ સહિત પધાર્યા. તે જાણી ત્યાં આવી મુનીશ્વરને નમસ્કાર કરી રાજાએ તેમને ધર્મનું સ્વરૂપ તથા મોક્ષને આપનારૂં તેનું ફળ પૂછયું. ત્યારે ગુરૂ મહારાજ બોલ્યા કે—" હે મહારાજા ! લૌકિક ધર્મ અને અલૌકિક ધર્મ અથવા વાસ્તવિક ( સત્ય ) ધર્મ અને અવાસ્તવિક ( ખોટો ) ધર્મ એમ બે પ્રકારનો ધર્મ સત્પુરૂષોએ માનેલો છે. તેમાં પોતાના આત્માને સંતાપ કરનાર અને અન્ય પ્રાણીઓના પ્રાણનો ઘાત કરનાર ધર્મ અવાસ્તવિક કહેવાય છે, તેવો ધર્મ જડ ચિત્તવાળા પુરૂષોને જ હોય છે. કહ્યું છે કે—

" धर्मशब्दानुमात्रेण(नुसाम्येन)क्लिश्यन्ते बहवो जनाः ।
न च धर्मं विजानन्ति, विचारजडबुद्धयः ॥ १ ॥"

" ધર્મ એવા શબ્દની સમાનતાએ કરીને ઘણા માણસો ક્લેશ પામે છે, પરંતુ વિચારવડે જડ બુદ્ધિ-

ધર્મ પરીક્ષા.

વાળા તેઓ ધર્મને જાણતા જ નથી." તેમજ "રાગીદેવ, દ્વેષીદેવ, નામ માત્રથી પણ દેવ, મદિરા પાનમાં ધર્મ, માંસમાં ધર્મ, જીવહિંસામાં ધર્મ, રાગવાળા, મદોન્મત્ત અને સ્ત્રીમાં આસક્ત જે ગુરૂ તે પણ પૂજ્ય, આ રીતે માનનારા લોકો આર્તધ્યાન કરતા છતાં દેવ, ધર્મ અને ગુરૂથી ઠગાય છે, તે મહાખેદની વાત છે."

"જેમ કોઈ માણસનો હઠ બીજાના હઠનો આશ્રય મળવાથી અત્યંત લાંબો થાય છે, અને જેમ સમુદ્રમાં એક નાવ બીજી નાવ સાથે બાંધવાથી જેરવાળી [1]થાય છે, તેમ માત્ર બીજાના આશ્રયથી જ ડાહ્યો ગણાતો લોક પ્રમાદરૂપી જળમાં નિરંતર ભ્રમણ કર્યા કરે છે.

તથા પાંચ આશ્રવની નિવૃત્તિવાળો, પાંચ ઇંદ્રિયોના જયથી ઉત્પન્ન થયેલો અને મન, વચન તથા કાયાની શુદ્ધિવાળો જે ધર્મ તેજ વાસ્તવિક ધર્મ છે, અને તે જ સર્વ સુખનું સ્થાન છે. કહ્યું છે કે—

ધર્મ ત્રણ જગતમાં સારભૂત છે ત્રણ જગતના લોકને પૂજ્ય છે અને ત્રણ જગતના પ્રાણીઓને સુખ ઉત્પન્ન કરનાર છે. તથા ધર્મ જ કુગતિરૂપ કૂવામાં પડતા જીવને ધારી રાખે છે. તે લોકોત્તર (વાસ્તવિક) ધર્મ સમ્યક્ પ્રકારે ક્ષાંતિ વિગેરે દશ પ્રકારનો જિનેશ્વરોએ કહેલો છે, તથા તે ધર્મ સાધુ અને શ્રાવકના ભેદવડે બે પ્રકારનો છે. તેમાં પાંચ મહાવ્રતોના પાલનરૂપ સાધુધર્મ કહ્યો છે, તે સમ્યક્ પ્રકારે શીઘ્રપણે મોક્ષના સુખનો સંગમ કરાવવામાં [2]જંગમ કલ્પવૃક્ષ-

૧ તેની પાછળ પાછળ જાય છે. ૨ હાલતો ચાલતો.

રૂપ છે. સાધુના પણ બે પ્રકાર કહ્યા છે, તેમાં પહેલા જિનકલ્પી છે, તે મહા સત્વવાળા, પોતાના શરીરની પણ અપેક્ષા રહિત અને ચારિત્રને વિષે અતિચારને લગાડતા નથી. તે વિષે કહ્યું છે કે—જિનકલ્પી પણ બે પ્રકારના છે—[1]પાણિપાત્ર ૧ અને પાત્રને ધારણ કરનારા ૨. તે દરેકના બબ્બે પ્રકાર છે.—પ્રાવરણને ધારણ કરનારા ૧ અને પ્રાવરણ રહિત ૨. હવે બીજા પ્રકારના સાધુ ગચ્છવાસી કહેવાય છે, તેનું બીજું નામ સ્થવિરકલ્પી છે. તેઓ પાત્ર અને ઉપધિથી અથવા પાત્રાદિક ઉપધિથી ભૂષિત જ હોય છે. ગામ, નગર અને પટ્ટણ વિગેરેમાં નિવાસ કરનારા અને સંગરહિત હોય છે. જિનકલ્પીને બાર પ્રકારનો (ઉત્કૃષ્ઠ) ઉપધિ હોય છે, સ્થવિરકલ્પીને ચૌદ પ્રકારનો ઉપધિ હોય છે. અને સાધ્વીઓને પચીશ પ્રકારનો ઉપધિ કહેલો છે. વળી જિનેશ્વરના ધર્મને વિષે તે સ્થવિરકલ્પીઓ આચાર્યાદિક ભેદોવડે પાંચ પ્રકારના કહ્યા છે, તેઓને સામાયિક વિગેરે પાંચ પ્રકારનું ચારિત્ર કહેલું છે, તેઓને કર્મક્ષયનું કારણભૂત બાર પ્રકારનો તપ કહેલો છે, અને એક રાત્રિ આદિક બાર પ્રતિમાઓ કહેલી છે.

હવે બીજો શ્રાવક ધર્મ બાર પ્રકારનો કહ્યો છે, તેની શુદ્ધિનું મૂળ કારણ સમકિત જ છે, તથા તેમાં સારભૂત જિનપૂજા, મુનિવંદન અને સુપાત્રદાન વિગેરે ગુણો રહેલા છે. કહ્યું છે કે—જિનેંદ્રની પૂજા, વ્રતોને વિષે પ્રીતિ, સામાયિક અને પૌષધને વિષે તત્પરપણું, સુપાત્રને વિષે દાન, ઉત્તમ શાસ્ત્રોનું શ્રવણ

[1] હાથરૂપી પાત્ર છે જેને તે.

પ્રાર્થનાથી તેનું કામ કરી આપે છે અને જે પુરૂષ બીજાની પાસે કાંઈ પણ પ્રાર્થના કરતો નથી, આ બે પ્રકારના પુરૂષો જ લોકમાં રેખાને પામેલા છે, (શ્રેષ્ઠ છે) જે પુરૂષ પોતાના કાર્ય વિના જ બીજાનો ઉપકાર કરતો હોય અને જે પુરૂષ પોતાના પર કરેલા બીજાના ઉપકારને છુપાવતો ન હોય, આ બે પ્રકારના પુરૂષોની જ રેખાઓ સત્પુરૂષોએ ગંગા અને સિંધુના પ્રવાહરૂપ શાશ્વતી માની છે. લૌકિકશાસ્ત્રોમાં કહેવાય છે કે કૃતયુગમાં[1] ભિક્ષુને ઘેર જઈને દાન દેવામાં આવતું હતું, ત્રેતાયુગમાં પોતાને ઘેર આવેલા [2] ભિક્ષુકને દાન દેવામાં આવતું હતું, દ્વાપરયુગમાં પ્રાર્થના કરનારા ભિક્ષુકને દાન દેવાતું હતું, અને આ કલિયુગમાં સેવા કરનારને દાન અપાય છે. તેમાં પહેલું દાન કોટિગુણું ફળ આપે છે, બીજું દાન લાખ ગુણું, ત્રીજું દાન હજાર ગુણું અને ચોથું દાન અલ્પ ફળ આપનારૂં છે. આ પ્રમાણે વિચાર કરીને રાજાએ દુઃખી જનોને બોલાવી તે સર્વેને યથાયોગ્ય સુવર્ણનું દાન આપી સુખી કર્યા.

અનુક્રમે તે પુરૂષચંદ્ર રાજાએ ચારિત્ર ગ્રહણ કર્યું. ત્યાં વિધિ પ્રમાણે ચારિત્ર પાળવા પૂર્વક સાધુની બાર પ્રતિમા વહન કરી અને મોક્ષ સુખની લક્ષ્મીને પોતાની સમીપ કરી તે રાજર્ષિ અચ્યુત નામના બારમા સ્વર્ગમાં દેવ થયા. ત્યાંથી ચવીને બીજા ભવમાં પાંચ ઐશ્વર્યની મોટી લક્ષ્મી પ્રાપ્ત કરી તે પુરૂષચંદ્રનો જીવ યથાખ્યાત ચારિત્ર પામી સિદ્ધિપદનો આશ્રય કરશે.

---

૧ સત્યયુગમાં. ૨ ઘેર બોલાવીને.

ધર્મ પરીક્ષા.

આ પ્રમાણે વિશેષ ધર્મની પ્રાપ્તિનું કારણરૂપ દયા, દાન અને સમતાવડે મનોહર એવા સર્વજ્ઞના માર્ગમાં રહેલી ક્રિયાને બતાવનાર આ સામાન્ય ધર્મ શાશ્વત આનંદવાળા મોક્ષપદને આપનારો થાય છે.

ઇતિ સામાન્ય ધર્મ ઉપર પુરૂષચંદ્ર રાજાની કથા સમાપ્ત.



# હવે વિશેષ ધર્મનું સ્વરૂપ કહે છે.

સમકિત છે મૂળ ( કારણ ) જેનું એવો વિશેષ ધર્મ જિનેશ્વરે કહેલો છે. ( તે બે પ્રકારનો છે. ) તેમાં પહેલો મુનિને યોગ્ય છે અને બીજો ગૃહસ્થીઓને યોગ્ય છે. કહ્યું છે કે—

'पंचमहव्वयरूवो, विसेसधम्मो मुणीण जिणभणिओ ।
बारसविहो गिहीणं, दंसणसुद्धीइं सिद्धिफलो ॥१॥ "

" પાંચ મહાવ્રતરૂપ મુનિઓનો વિશેષ ધર્મ જિનેશ્વરે કહેલો છે, અને ગૃહસ્થીઓનો બાર પ્રકારે કહ્યો છે, અને તે જ વિશેષ ધર્મ દર્શન ( સમકિત ) ની શુદ્ધિએ કરીને મોક્ષના ફળવાળો થાય છે. "

" આ યથાર્થ નામવાળો પરમાર્થ ( વાસ્તવિક ) ધર્મ કહ્યો છે. તે આશ્રવ સહિત અને આશ્રવ રહિત પણ છે. તથા જિનપૂજા, શીલ, તપ વિગેરે રૂપ છે."

તેમાં પુણ્યાનુબંધી પુણ્યરૂપ, જીવની સર્વ ઇંદ્રિયોને સુખકારક શુભ પરમાણુના સમૂહમય તથા શ્રી જિનપૂજા અને સુપાત્રદાન વિગેરેરૂપ જે ધર્મ તે સાશ્રવ ધર્મ કહેવાય છે, અને પૂર્વે બાંધેલા અશુભ કર્મના પરમાણુઓની વર્ગણાનું ખરી જવું—નષ્ટ થવું તેવા નિર્જરારૂપ જે ધર્મ તે નિરાશ્રવ ધર્મ કહેવાય છે. આ બન્ને પ્રકારનો ધર્મ સર્વજ્ઞ પ્રત્યક્ષ જાણે છે, અને બીજા અનુમાનથી જાણી શકે છે, તથા તેનું લિંગ કાર્ય છે. આ ધર્મનું સારી રીતે આરાધન કર્યું હોય તો તે વિદ્યાપતિની જેમ આ લોક અને પરલોકમાં સુખની શ્રેણિ આપનાર થાય છે.

## વિશેષ ધર્મ ઉપર વિદ્યાપતિની કથા.

પોતનપુર નામના નગરમાં શૂર નામનો રાજા હતો. તે કાંતિવડે સૂર્ય જેવો પ્રતાપી હતો, છતાં કોમળ કર[1] સ્થિતિવાળો અને કુવલયનો[2] વિકાસ કરનાર હતો તે આશ્ચર્ય હતું. તે નગરમાં **વિદ્યાપતિ** નામનો શ્રેષ્ઠી હતો. તે લક્ષ્મીવડે કુબેર જેવો; રાજાને માન્ય અને મનોહર વિષયોમાં આસકત હતો. તેને **શૃંગારસુંદરી** નામની શીલવડે શોભતી પત્ની હતી, તેણીના ચિત્તમાં તેણીનો પતિ વસતો હતો, તેથી તેમાં પરપુરૂષ પ્રવેશ કરી શકતો નહોતો. સર્વ અંગના સૌભાગ્યવડે શ્રેષ્ઠ એવી તે ભાર્યાની સાથે તે નિરંતર પંચાંગ ભોગરૂપી અમૃતસાગરમાં ક્રીડા કરતો હતો. અહો ! તે વિશ્વના અધિપતિ ધર્મના પ્રસાદથી ઉત્તરોત્તર સુખને પામ્યો છે, તો પણ તે કૃતઘ્ની મોહથી મૂઢ થયેલો હોવાથી ધર્મનું નામ પણ કદાપિ સંભારતો નથી.

એકદા સ્વપ્નમાં પ્રત્યક્ષ થઇને લક્ષ્મી દેવી તેની પાસે ઉભી રહીને બોલી કે—" હે શ્રેષ્ઠી ! આજથી દશમે દિવસે હું તારા ઘરમાંથી જતી રહીશ." આ પ્રમાણે સ્વપ્ન પામીને તે શ્રીમાન વિદ્યાપતિનું તત્કાળ

---

૧ સૂર્યના પક્ષમાં કર એટલે કિરણો તે કોમલ હોઈ શકે નહીં તેથી વિરોધ આવ્યો, તેના પરિહાર માટે કોમળ કર–વેરો એવો અર્થ રાજાના પક્ષમાં કરવો.

૨ સૂર્ય કુવલય એટલે પોયણાંને વિકસ્વર કરી શકતો નથી, તે વિરોધ આવ્યો. તેના પરિહાર માટે કુવલય એટલે પૃથ્વીવલય એવો અર્થ રાજાના પક્ષમાં કરવો.

નિદ્રાસુખ જતું રહ્યું, તેનું મુખકમળ કાંઈક ગ્લાનિને પામ્યું, અને તે રત્નના પલ્યંકમાંથી ઉભો થયો. પ્રાત:કાળની શૌચ ક્રિયા કરીને શોકની દશાને ધારણ ૫
કરતા તેને જોઈ તેની પ્રિયાએ પૂછ્યું કે—"હે સ્વામી! તમારૂં મુખ આજ શ્યામ કેમ દેખાય છે?" ત્યારે તેણે તેણીને લક્ષ્મીએ દેખાડેલા સ્વપ્નની હકિકત કહી સંભળાવી. તે સાંભળીને તે બોલી કે—"હે નાથ! જો એમ હોય તો પ્રાણીઓને દાન આપી પુણ્ય ઉપાર્જન કરો. કહ્યું છે કે—

"पूर्वपुण्यविभवव्ययबद्धाः,
संपदो विपद एव विमृष्टाः ।
पात्रपाणिकमलार्पणमासां,
तासु शान्तिकविधिर्विधिदृष्टः ॥ १ ॥"

"વિચાર કરીએ તો પૂર્વના પુણ્યરૂપી વૈભવના વ્યયથી બંધાયેલી (પ્રાપ્ત થયેલી) સંપદાઓ વિપત્તિરૂપ જ છે. તેવી વિપત્તિને વખતે તે સંપદાને સુપાત્રના હસ્તકમળમાં આપવી, એ જ વિધાતાની જોયેલી શાંતિકર્મની વિધિ છે."

જ્યારે સુખનો નાશ કરનાર અને રોગનું આકર્ષણ કરનાર કષ્ટ નજીકમાં આવે ત્યારે પુરૂષે મનમાંથી મૂઢતા (મોહ) નો ત્યાગ કરી સુખને આપનાર પુણ્ય જ કરવું ઉચિત છે." આ પ્રમાણે પ્રિયાનું વચન સાંભળીને તેણે સર્વ જિન ચૈત્યોમાં વિવિધ પ્રકારની પૂજાના મહોત્સવ, કેદી જનોનો મોક્ષ, શ્રી સંઘનું નિર્દોષ વાત્સલ્ય અને દીન તથા દુ:ખી જનોને સમગ્ર સંપદાનું દાન, એ વિગેરે શુભ કાર્યો કરીને મોટું

સુકૃત ઉપાર્જન કર્યું. ત્યારપછી દશ દિવસમાં થઇને વિદ્યાપતિ શ્રેષ્ઠીએ સર્વ પુણ્યકાર્યમાં છપ્પન કરોડ સુવર્ણનો વ્યય કર્યો. ત્યારપછી ગુરૂની પાસે જઇ તેમને ભક્તિથી નમસ્કાર કરી તેમની પાસે વિધિ પ્રમાણે સમકિત પૂર્વક શ્રાવકધર્મ અંગીકાર કર્યો. ત્યારપછી તે વિવેકી વિદ્યાપતિએ શુદ્ધ ધર્મ અંગીકાર કરી ગુરૂની વાણીવડે પરિગ્રહનું પરિમાણ કર્યું. તે આ પ્રમાણેઃ—સમગ્ર પદાર્થને જાણનારા જિનેશ્વર મારા દેવ છે, ત્રણ પ્રકારે શુદ્ધ ચારિત્રવડે શોભતા મુનિ મારા ગુરૂ છે, અને જિનેશ્વરે કહેલું તત્ત્વ જ સત્ય છે ( મારો ધર્મ છે ). તે સિવાયના સર્વે મિથ્યાત્વનાં કૃત્યોને હું વર્જું છું. હમેશાં હું બે વાર આવશ્યક ( પ્રતિક્રમણ ) કરીશ, ત્રિકાળ જિનપૂજા કરીશ, સાંજ–સવાર પરમેષ્ઠી મંત્રનું ધ્યાન કરીશ, ગુરૂને વિધિ પ્રમાણે શુદ્ધ કૃતિકર્મ ( વંદન ) કરીશ, ત્યારપછી સુપાત્રદાન આપીશ. નિરપરાધી ત્રસ પ્રાણીઓની સંકલ્પથી હિંસાનો ત્યાગ કરીશ, અને સ્થાવર જીવોને વિષે બની શકે તે પ્રમાણે ત્રણ પ્રકારે ( મન, વચન અને કાયાવડે ) યતના કરીશ. ચાર પ્રકારનું અસત્ય વચન નહીં બોલું, અદત્તનું ગ્રહણ નહીં કરૂં, સર્વ પરસ્ત્રીનો ત્યાગ કરીશ, એક પખવાડીયામાં દશ દિવસ બ્રહ્મચર્ય પાળીશ, અને આ ભવમાં મારે એક જ ભાર્યા હો. સચિત્ત, અચિત્ત અને મિશ્ર વિગેરે ભેદવાળા અને મૂર્છામય દ્વિપદાદિ સર્વ અધિક પરિગ્રહનો હું ત્યાગ કરૂં છું. હમેશાં દિવસે એક વાર ભોજન કરીશ, તેમાં બેજ વિગઈ અને કુલ બાર દ્રવ્ય જ વાપરીશ. તથા રાત્રે ચારે પ્રકારના આહારનો

સર્વદા ત્યાગ કરૂં છું. સચિત્તમાં આઠ નાગરવેલી પાન સિવાય સર્વ સચિત્તનો ત્યાગ કરૂં છું, દેવપૂજા પૂર્વક જ ફળ પુષ્પાદિકનો મારે ભોગ કરવો. સ્નાન, આરંભની ક્રિયા અને મૈથુનના ત્યાગપૂર્વક પાક્ષિકાદિક પર્વને વિષે ચાર પ્રકારના આહારનો ત્યાગ કરીશ (ઉપવાસપૂર્વક પૌષધવ્રત ગ્રહણ કરીશ.) રાજાને માનવા લાયક નગરશેઠની પદવી વિગેરેનો ત્યાગ કરૂં છું અને અનર્થથી ઉત્પન્ન થયેલાં સર્વ પાપોને હું તજું છું (સર્વ અનર્થદંડનો ત્યાગ કરૂં છું. હમેશાં પ્રાતઃ અને સાયં બન્ને સંધ્યા સમયે સાવદ્ય વ્યાપારના ત્યાગપૂર્વક સર્વ પ્રાણીઓને વિષે સમતા રાખવારૂપ સામાયિક વ્રત મારે ગ્રહણ કરવું. સામગ્રી સતે પુણ્યના કારણરૂપ ચારે પ્રકારનું પૌષધવ્રત ગ્રહણ કરવું. દીનહીન પ્રાણીઓને શક્તિ પ્રમાણે સુખ આપનારૂં દાન દેવું.

અહો ! આ પ્રમાણે ધર્મ અંગીકાર કરતાં તે વિદ્યાપતિનું અંતરાય કર્મથી ઉત્પન્ન થયેલું સર્વ પાપ આરંભનો ત્યાગ કરવાથી ક્ષણવારમાં નાશ પામ્યું. સારી પ્રવૃત્તિ કરવાથી ઉત્પન્ન થયેલું પુણ્ય પ્રવૃત્તિવાળું સુખ આપે છે અને અસત્કાર્યની નિવૃત્તિ કરવાથી નિવૃત્તિવાળું સુખ આપે છે. પ્રાયે કરીને સંસારસમુદ્રને તરી ગયેલો અને સંસારના ભોગમાં નિઃસ્પૃહ (વિરક્ત) કોઇક જ મહાત્મા નિવૃત્તિ ધર્મમાં આસક્ત હોય.

ત્યારપછી અગ્યારમે દિવસે સાયંકાળે તે વિદ્યાપતિએ આવશ્યકની ક્રિયા કરી, પરમેષ્ઠી મહા મંત્રના જાપવડે મનને પાપ રહિત કર્યું, અને પાછી રાત્રિએ સુખશય્યામાં સુખપૂર્વક નિદ્રાએ સુતો. તેવામાં રાત્રિને છેડે પ્રસન્ન થયેલી લક્ષ્મીદેવીએ સ્વપ્નમાં આવીને તેને કહ્યું કે “ હું તારા પૂર્વ પુણ્યનો ક્ષય થવાથી તારા

ઘરમાંથી જવાની ઇચ્છાવાળી હતી, તોપણ હે શ્રેષ્ઠી! તારા પુણ્યનો ઉદય થવાથી ફરીથી અહીં જ રહી છું. 'અતિ ઉગ્ર પુણ્ય અને પાપનું ફળ આ ભવમાં જ પ્રાપ્ત થાય છે.' આ સુભાષિતને હે મહાશય! તેં સત્ય કર્યું છે." આ પ્રમાણે કહીને તે લક્ષ્મી દેવી તેના ઘરથી અદૃશ્ય થઇને ગઇ. ત્યારપછી તે વિદ્યાપતિ પણ શય્યામાંથી ઉભો થઈ પ્રાતઃકાળની ધર્મક્રિયા કરીને જેટલામાં જુએ છે તેટલામાં પોતાનું ઘર ચોતરફથી સંપદાવડે અલંકાર કરાયેલું જોઇ ઉદ્યમથી પણ પુણ્યને અત્યંત મોટું માનવા લાગ્યો. કહ્યું છે કે—

જેમ પરવશ થયેલા દેડકાઓ પાણીના ખાબોચીયામાં આવે છે, અને પક્ષીઓ જળથી ભરેલા સરોવરમાં આવે છે, તેમ ધર્મને આધીન થયેલી સર્વ સંપદાઓ ધર્મી મનુષ્યની પાસે આવે છે."

"भो लोका! मम दूषणं कथमिदं संचारितं भूतले,
सोत्सेका क्षणिकाऽतिनिर्घृणतरा लक्ष्मीरिति स्वैरिणी।
नैवाहं कुलटा न चास्मि चपला नो वा गुणद्वेषिणी,
पुण्येनैव भवाम्यहं स्थिरतरा युक्तं हि तस्गार्जनम् ॥२॥"

"હે લોકો! મારૂં આવું દૂષણ પૃથ્વીપર કેમ ફેલાવ્યું? કે લક્ષ્મી તો ગર્વિષ્ઠ છે, ક્ષણિક છે, અતિ નિર્દય છે અને સ્વચ્છંદી છે, પરંતુ હું તો કુલટા નથી, ચપળ પણ નથી, અને ગુણનો દ્વેષ કરનારી પણ નથી. માત્ર એક પુણ્યથી જ હું અત્યંત સ્થિર થાઉં છું, તેથી તે પુણ્યનું જ ઉપાર્જન કરવું યોગ્ય છે."

ત્યારપછી તે શ્રેષ્ઠીએ શય્યામાંથી ઉભા થઇ પવિત્ર થઇ આવશ્યક ક્રિયા કરી, તથા સાત પ્રકારે શુદ્ધ થઇ

પ્રાતઃકાળની દેવપૂજા કરી. પછી જાણે મૂર્તિમાન્ ધર્મ- બુદ્ધિ હોય એવી તે પોતાની ભાર્યાને શ્રેષ્ઠીએ કહ્યું કે– "હે ભદ્રા ! સંપત્તિથી ભરેલા આ ઘરમાં મારા વ્રતની સ્થિતિ શી રીતે થશે ?" ત્યારે તે બોલી કે–"હે સ્વામી ! પોતાના વ્રતના પાલનને માટે આ સંપત્તિથી ભરેલું ઘર પુણ્યવડે પવિત્ર થયેલા કોઇ પુરૂષને આપી દ્યો. કેમકે સમ્યક્ પ્રકારે આરાધેલું વ્રત અખંડિત સુખને આપે છે, ખંડિત કરેલું વ્રત ખંડિત સુખને આપે છે, અને વ્રતનો ભંગ કરવાથી અત્યંત દુઃખ જ પ્રાપ્ત થાય છે. કહ્યું છે કે—

ધર્મ પરીક્ષા.

" प्राणेभ्योऽप्यधिकं धर्मं, मन्यते पुरुषोत्तमः ।
प्राणांस्त्यजति धर्मार्थं, तत्कृते नैव तं क्वचित् ॥ १ ॥ "

ઉત્તમ પુરૂષ ધર્મને પોતાના પ્રાણથી પણ અધિક માને છે. તેથી તે ધર્મને માટે થઇને પ્રાણોનો ત્યાગ કરે છે, પણ કદાપિ પ્રાણોને માટે થઇને ધર્મનો ત્યાગ કરતો નથી."

ધીર અને ઉદાર ચિત્તવાળા મહા પુરૂષોએ પહેલાં ધર્મને માટે કૃપાવડે અને કીર્તિને માટે સંપત્તિ સહિત આખી પૃથ્વી પણ આપી દીધી છે કહ્યું છે કે—

" જો લક્ષ્મી દાન કરવાથી પણ જતી ન હોય, તો અવશ્ય દેવી જ યોગ્ય છે, અને નહીં દેતા છતાં પણ ન રહેતી હોય તો પણ દેવી જ યોગ્ય છે. "

આ પ્રમાણે પ્રિયાના ઉપદેશથી પ્રેરાયેલા તે મહા સત્પુરૂષે કોઇક શ્રાવકને સમગ્ર લક્ષ્મી સહિત તે ઘર આપી દીધું. તે વખતે આવા તેના દાનથી વિસ્મય પામેલા નગર જનોએ ઉંચે સ્વરે આઘોષણા કરી કે–

"અહો! આનું દાન! અહો! આનું સત્ત્વ! અને અહો! વ્રતને વિષે આની સ્થિરતા! અત્યંત આશ્ચર્ય કારક છે." પછી સમ્યક્ પ્રકારે પોતાના ધર્મનું રક્ષણ કરવા માટે પોતાનું તે નગર છોડીને, જિનેંદ્રની મૂર્તિવાળો રત્નનો દાભડો મસ્તકે ધારણ કરીને લક્ષ્મી રહિત થઈ જવાથી સ્વજનના સમૂહમાં લજ્જા પામતો તે વિદ્યાપતિ પુત્ર અને પ્રિયા સહિત બીજા નગરમાં જવાની ઈચ્છાથી નીકળ્યો. તે પુણ્યવાન શ્રેષ્ઠી જેટલામાં નગરના દરવાજે પહોંચ્યો, તેટલામાં તે નગરનો શૂર નામનો રાજા પુત્ર રહિત હતો, તે અકસ્માત્ કર્મના યોગે વિસૂચિકાદિક વ્યાધિ થવાથી ક્ષણવારમાં મરણ પામ્યો. તેથી રાજ્યના મંત્રી વિગેરે મુખ્ય જનોએ મંત્રથી પવિત્ર એવા હાથી વિગેરે પાંચ દિવ્યો કર્યા. તેના દિવ્ય પ્રભાવથી તે વિદ્યાપતિ શ્રેષ્ઠીને 'મારે રાજ્યનો નિયમ છે' એમ ઉંચે સ્વરે બોલતા છતાં પણ તેના પુણ્યના ઉદયને લીધે પૂર્ણ કુંભની જળધારા વડે અભિષેક કરવામાં આવ્યો. તે વખતે આકાશમાં રહેલા દેવો અદૃશ્યપણે જ બોલ્યા કે-"મન, વચન અને કાયાની શુદ્ધિવડે ઉપાર્જન કરેલા આ પુણ્યના સમૂહનો ભોગ કર્યા વિના તમારો મોક્ષ (છુટકારો) નથી." આવી દેવવાણીથી પ્રેરાયેલા તે શ્રેષ્ઠી પરમાર્થને જાણનાર હતા, તથા તેનું મન સ્વીકાર કરેલા વ્રતને પાળવામાં મેરૂ પર્વતની જેમ નિશ્ચળ હતું. તેથી તેણે રત્નના અલંકારોથી સુશોભિત જિનેશ્વરની પ્રતિમાને રાજ્યાભિષેકના મહોત્સવ પૂર્વક સુવર્ણના સિંહાસનપર સ્થાપન કરી, અને પોતે છત્રધરની પદવી ધારણ કરી તેના પાદપીઠપર બેઠો, તથા સર્વ લોકના ઉપ-

કારને માટે રાજ્યના ભારની ધુરા ધારણ કરી. પહેલાં **શ્રી ભરત** રાજાએ શ્રી રામચંદ્રની બે પાદુકાને પોતાના રાજ્યમાં સ્થાપન કરી હતી, અને આ વિદ્યાપતિએ તો જિનેશ્વરની મૂર્તિ સ્થાપન કરી, અહો ! તે કેવો મહા પુરૂષ ? તે વખતે તેની ધર્મને વિષે સ્થિરતા જોઇને પ્રીતિવાળા થયેલા સમ્યદગૃષ્ટિ દેવોએ તે નગરમાં ઠેકાણે ઠેકાણે રત્નની વૃષ્ટિ કરી. જે ધર્મ તત્કાળ આ લોક અને પરલોક સંબંધી અનેક સુખને આપનાર છે, તે ધર્મનું માહાત્મ્ય કહેવાને કોણ સમર્થ છે ? કોઇ જ નથી. કહ્યું છે કે—

" मितप्रमाणास्तनुभूजलाशया,
मितप्रभावाः सुररत्नधेनवः ।
मितैः फलैरेव फलन्ति पादपा,
मितिस्त्रिधाऽप्यस्ति न धर्मवस्तुनः ॥ १ ॥

" [1]પ્રાણીઓ, દ્વીપો અને સમુદ્રોનું પરિમિત પ્રમાણ છે, ચિંતામણિ રત્ન અને કામધેનુ વગેરેનો પ્રભાવ પરિમિત છે, તથા વૃક્ષો પરિમિત ફળોને જ આપે છે. આ ત્રણે બાબતોનું પ્રમાણ ( માપ ) થઇ શકે છે, પણ ધર્મરૂપી વસ્તુનું પ્રમાણ થઇ શકે તેમ નથી—અપરિમિત જ છે. "

ન્યાય, ધર્મ અને સુખથી મોટા રાજ્યને પાલન કરતા તે વિદ્યાપતિએ જિનેશ્વરના ધર્મના ઐશ્વર્યને એક ( અદ્વિતીય ) છત્રવાળું કર્યું. તે વિદ્યાપતિએ રત્ન, સુવર્ણ અને માણિક્યની પ્રતિમાઓવડે સુશોભિત ઉંચા જિનચૈત્યોની શ્રેણી કરાવી, પોતાના આખા

૧ પ્રાણીઓ અનંતા છે તથા દ્વીપ સમુદ્રો અસંખ્યાતા છે.

દેશમાં સર્વ જીવોની રક્ષાની આઘોષણાપૂર્વક દીન મનુષ્યોના ઋણનો મોક્ષ કરી-તેમને દેવા રહિત કરી સુખી કર્યા, તે હમેશાં સાધર્મિક વાત્સલ્ય કરતો હતો, તથા અન્યાય કરનારા અપરાધી જનોને પુણ્યના કાર્યોવડે જ પાપથી નિવર્તન કરતો હતો (દંડ આપતો હતો.)

એકદા આવા વણિકને રાજા થયેલો જાણી [1]સગોત્રી રાજાઓએ સૈન્ય સહિત અકસ્માત્ આવી તે નગરને ચોતરફથી રૂંધી લીધું. નગરનો ક્ષોભ કરતા, પ્રજાનો ભ્રંશ કરતા અને ગામ તથા ખાણોનો વિનાશ કરતા તેઓને ન જીતી શકાય તેવા જોઇને તે વિવેકી વિદ્યાપતિ રાજાએ સર્વલોકની પીડા શાંત કરવા માટે એકાગ્રચિત્તે જિનેશ્વરની ભાવસહિત પૂજા કરવા માંડી. તે વખતે તેની પૂજાના પ્રભાવથી સમ્યગ્દૃષ્ટિ દેવોએ તેઓને સ્તંભિત કર્યા, અને આકાશવાણી કરી, તેથી તે પાપી રાજાઓ પશ્ચાત્તાપ સહિત તે વિદ્યાપતિને નમ્યા, અને ઇર્ષ્યાનો ત્યાગ કરી તે રાજાનું જ શરણ અંગીકાર કરી કૌટુંબિકની જેમ તે નગરમાં જ રહ્યા. ત્યારપછી તે વિદ્યાપતિની સુંદર દૃષ્ટિવડે સાત ઇતિ અને વ્યાધિ વિગેરેથી રહિત થયેલી તથા પ્રીતિને પામેલી તેની સર્વ પ્રજા સર્વ પ્રકારની સંપત્તિવડે વૃદ્ધિ પામવા લાગી. કહ્યું છે કે—

" न प्रजासु न भूपाले, श्रियो दुरधिकारिणि ।
नास्ये सर्पस्य रुधिरं, न च दुष्टकलेवरे ॥ १ ॥ "

" જો રાજ્યમાં દુષ્ટ અધિકારી હોય તો પ્રજાના ઘરમાં કે રાજાના ઘરમાં કોઇ પણ ઠેકાણે લક્ષ્મી રહેતી

[1] તે નગરમાં જે પ્રથમ રાજા હતો તેના ભાયાત રાજાઓ.

નથી. જેમકે સર્પે કોઇના શરીરમાં દંશ દીધો હોય તો તેના શરીરનું રૂધિર તેના શરીરમાં કે સર્પના મુખમાં બેમાંથી એકે ઠેકાણે રહેતું નથી. ”

આ પ્રમાણે રાજાના ઐશ્વર્યને ભોગવતાં અને પાપ રહિત મનવાળા તે વિદ્યાપતિ રાજાએ અંગીકાર કરેલા શુદ્ધ જૈન ધર્મનું ચિરકાળ સુધી પાલન કર્યું. અનુક્રમે શૃંગાર સુંદરી નામની રાણીથી ઉત્પન્ન થયેલો **શૃંગારતિલક** નામનો પુત્ર પરાક્રમે કરીને શત્રુને આક્રમણ કરનારો થયો ત્યારે તેના પર પોતાનો રાજ્યભાર સ્થાપન કરી પોતાની સ્ત્રી સહિત અને બીજા ચારસો પુરૂષો સહિત તેં વિદ્યાપતિ રાજાએ **સમયામૃત** નામના સૂરિની પાસે ચારિત્ર અંગીકાર કર્યું. પછી દશ વર્ષ સુધી અતિચાર રહિત ચારિત્રનું પાલન કરી તે રાજર્ષિ બારમા અચ્યુત દેવલોકમાં મહદ્ધિક દેવ થયો. શૃંગારસુંદરી રાણી પણ કપટ રહિત ઉત્તમ ધર્મનું આચરણ કરી આસન્ન સિદ્ધિને પામનાર હોવાથી તે જ બારમા દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થઇ. ફરીથી આવતા જન્મમાં ચક્રવર્તીની લક્ષ્મી ભોગવીને તે વિદ્યાપતિ રાજા મોક્ષપદને પામશે.

આ પ્રમાણે વિશેષ ધર્મના બોધવડે સારભૂત ( ઉત્તમ ) વિદ્યાપતિ રાજાનું ચરિત્ર સાંભળીને હે ભવ્ય પ્રાણીઓ ! તમારે મોક્ષ મેળવવાની ઇચ્છા હોય તો સમ્યક્ પ્રકારના બોધની રૂચિવડે મનોહર ચારિત્ર ધર્મનું ગ્રહણ કરી અતિચાર રહિત પાલન કરો.

**સામાન્ય વિશેષ ધર્મના નિર્ણયવાળો**
**આ પ્રથમ પરિચ્છેદ સમાપ્ત.**

# અથ દ્વિતીય પરિચ્છેદ.

—❀◈❀—



વ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવને જાણનારા ગીતાર્થ ગુરૂની પાસે સુવર્ણની જેમ પરીક્ષાવડે શુદ્ધ સમ્યગ્ ધર્મ ગ્રહણ કરવો. કહ્યું છે કે—

" वरकणगं व परिक्खिश्र,
बहुलट्ठगुणं कसाइचउसुद्धं ।
धम्मं सिवसुहकरणं,
गिन्हह दोगचदुहहरणं ॥ १ ॥ "

" શ્રેષ્ઠ સુવર્ણની જેમ આઠ ગુણવાળા, કષ વિગેરે ચાર પ્રકારની પરીક્ષાવડે શુદ્ધ, મોક્ષ સુખને કરનાર અને દુર્ગતિના દુઃખને હરનાર ધર્મને તમે ગ્રહણ કરો. "

શ્રેષ્ઠ કનક એટલે જાતિવંત સુવર્ણ કે જે કુમાર ભૂમિમાં ઉત્પન્ન થયેલું હોય છે, તે આઠ ગુણે કરીને સહિત અને કષાદિક ચાર પ્રકારની પરીક્ષાવડે શુદ્ધ એવું સુવર્ણ કોઇક જ ઠેકાણે પૂર્વના મોટા પુણ્યના ઉદયથી જ પ્રાપ્ત થાય છે. તે જો પ્રાપ્ત થયું હોય તો તે

સ્થાવર અને જંગમ વિષનો નાશ કરવો વિગેરે અનેક ગુણો સહિત હોવાથી મોટા સુખના ઉદયને માટે થાય છે. તે જ પ્રમાણે અત્યંત ગાઢ અને અનંત પુદ્‌ગલ પરાવર્ત કાળથી રૂઢ થયેલા મિથ્યાત્વ મોહનીયરૂપી વિષનો વિઘાત કરવો વિગેરે અનેક ગુણોવડે શોભતો લોકોત્તર નામનો વિશુદ્ધ ધર્મ પણ મોટા ભાગ્યથી જ પ્રાપ્ત થાય છે. કહ્યું છે કે—



" अपि लभ्यते सुराज्यं, लभ्यन्ते पुरवराणि रम्याणि ।
न हि लभ्यते विशुद्धः सर्वज्ञोक्तो महाधर्मः ॥१॥ "

શ્રેષ્ઠ રાજ્ય પણ મળી શકે છે, અને મનોહર શ્રેષ્ઠ નગરો પણ પામી શકાય છે, પરંતુ સર્વજ્ઞ કહેલો વિશુદ્ધ મહા ધર્મ પામી શકાતો નથી. "

" સ્વર્ગનો વાસ મેળવવો સુલભ છે, અને એક છત્રવાળી પૃથ્વી મેળવવી પણ સુલભ છે, પરંતુ જીવોને જિનેંદ્રના ઉત્તમ શાસનને વિષે બોધ થવો એટલે સમકિત પ્રાપ્ત થવું એ જ દુર્લભ છે. "

જ્યારે સમગ્ર કલ્યાણના સ્થાનરૂપ મોક્ષપદ સમીપે (થોડા વખતમાં) જ પામવાનું હોય, ત્યારે જીવ જિનેશ્વરે કહેલા ધર્મને ભાવથી અંગીકાર કરે છે. "

તેમાં પ્રથમ સુવર્ણના આઠ ગુણ આ પ્રમાણે કહ્યા છે.—

" કષાદિક ચાર પ્રકારની પરીક્ષાવડે શુદ્ધ એવા સુવર્ણના આઠ ગુણ છે, તે આ પ્રમાણેઃ—વિષઘાતી ૧, રસાયણ ૨, મંગલાર્થ ૩, વિનીત ૪, પ્રદક્ષિણાવર્ત ૫, ગુરૂક ૬, અદાહ્ય ૭, અને અકુત્સ ૮.

**વિવેચન**—આ જગતમાં કુમાર ભૂમિમાં ઉત્પન્ન થયેલું જાત્ય સુવર્ણ સ્થાવર અને જંગમ વિષના આવેગની શાંતિ કરનાર હોય છે ૧, તથા રાજમૃગાંક વિગેરે રસપણાએ કરીને પરિણામ પામેલું હોય તો તે ક્ષયાદિક રોગનો નાશ કરનાર હોવાથી રસાયનરૂપ થાય છે ૨, તથા ઉત્તમ લોકો મંગળને માટે તેના વિવિધ પ્રકારના અલંકારો કરીને પહેરે છે ૩, તથા કોમળતાવાળું હોવાથી જેમ વાળીએ તેમ વળે છે માટે વિનય ગુણ સહિત છે ૪, તથા અગ્નિમાં તપાવવાથી તે સુવર્ણ પ્રદક્ષિણાવર્ત ફરે છે, અને બીજી લોહાદિક ધાતુઓ તેની જેવી નથી ૫, સુવર્ણ મોંઘા મૂલ્યનું, સુંદરતાવાળું અને આપત્તિને હરનારૂં હોવાથી તથા તેનું વજન પણ ભારે હોવાથી તે તામ્રાદિક ધાતુ કરતાં ગુરૂ–મોટું છે ૬, તથા સુવર્ણ અગ્નિવડે બળતું નથી, બીજા ધાતુઓ અગ્નિવડે બળીને ભસ્મરૂપ થઇ જાય છે, પણ સુવર્ણ તેમ થતું નથી, પરન્તુ અત્યંત અધિક વર્ણવાળું થાય છે ૭, તથા સુવર્ણ સમગ્ર અપવિત્ર લોકોને પવિત્ર કરનાર છે, નવીન દેવની પ્રતિમાની પ્રતિષ્ઠામાં સુવર્ણના જળનું પ્રથમ સ્નાત્ર કરવામાં આવે છે, તેથી તથા નિંદ્ય વસ્તુનો સ્પર્શ થયા છતાં પણ તે કદાપિ નિંદ્ય ગણાતું નથી, તેથી તે અકુત્સ છે ૮. આ પ્રમાણે સુવર્ણના આઠ ગુણો છે. આવા ગુણવાળું અને કષ, તાપ, તાડન અને છેદરૂપ ચાર પ્રકારની પરીક્ષાવડે શુદ્ધ એવું તે સુવર્ણ ભાગ્યથી જ પ્રાપ્ત થાય છે. તે વિષે આગમમાં કહ્યું છે કે—

"વિષનો ઘાત કરે ૧, રસાયણરૂપ થાય ૨,

મંગળને માટે થાય ૩, વિનયવાન થાય ૪, પ્રદક્ષિણાવર્ત ફરે ૫, ગુરૂ હોય ૬, બળે નહીં ૭, અને નિંદ્ય ન થાય ૮. આ આઠ સુવર્ણના ગુણો છે."

ધર્મની કષાદિક ચાર પ્રકારની પરીક્ષા શાસ્ત્રમાં આ પ્રમાણે કહી છે.—

"પ્રાણાતિપાત વિગેરે પાપના સ્થાનોનો જે નિષેધ અને ધ્યાન તથા અધ્યયન વિગેરેનો જે વિધિ તે ધર્મનો કષ કહેવાય છે."

જે બાહ્ય અનુષ્ઠાન (ક્રિયા) કરવાવડે નિશ્ચેથી તે ધર્મની બાધા થતી ન હોય, તથા તેની શુદ્ધિ સંભવતી હોય, તે ધર્મને વિષે છેદ કહેવાય છે."

"સેંકડો આપત્તિમાં પડ્યા છતાં પણ ધર્મને વિષે પોતાના રંગને (આસક્તપણાને) જે ન મૂકવો, તે જૈનધર્મની ક્રિયાને વિષે સમ્યક્પ્રકારે તાડન જાણવું."

"બંધાદિકને સાધનારો જીવાદિક પદાર્થનો જે વાદ (કહેવું તે), તે અહીં તાપ જાણવો આ કષાદિક ચાર પરીક્ષાવડે શુદ્ધ એવો ધર્મ ધર્મપણાને પામે છે (તે જ ધર્મ કહેવાય છે, બીજા નહીં).

આ આઠ ગુણોનું સ્વરૂપ સ્વોપજ્ઞ ગાથાઓવડે કહે છે.—

"જીવાદિક પદાર્થોને વિષે સમ્યક્ પ્રકારે શ્રદ્ધા કરવી તથા તેનું જ્ઞાન થવું તેવા સ્વરૂપવાળો જૈનધર્મ કુમાર સુવર્ણની જેમ મિથ્યાત્વરૂપી વિષનો વિનાશ કરે છે."

ધર્મના અનેક ભેદો છતાં પણ અહીં જીવ, અ-

ર્મ
દીક્ષા.

જીવ વિગેરે પદાર્થોની શ્રદ્ધા અને જ્ઞાનપૂર્વક સત્ય દેવ, ગુરૂ અને ધર્મનો સ્વીકાર કરવારૂપ, સર્વ ધર્મનું મૂળભૂત, નિપુણતાએ કરીને અંગીકાર કરેલો સમકિતધર્મ જાણવો. કારણ કે સર્વ પ્રકારનો ધર્મ સમકિતપૂર્વક હોય તો જ તે મોટા ફળને માટે થાય છે. કહ્યું છે કે—

" दानानि शीलानि तपांसि पूजा,
सत्तीर्थयात्रा प्रवरा दया च ।
सुश्रावकत्वं व्रतधारकत्वं,
सम्यक्त्वमूलानि महाफलानि ॥१॥ "

" દાન, શીળ, તપ, પૂજા, સત્તીર્થની યાત્રા, શ્રેષ્ઠ દયા, સુશ્રાવકપણું અને વ્રત ધારણ ( ચારિત્ર ), આ સર્વે સમકિત સહિત હોય તો જ મોટા ફળવાળા છે. "

તેમાં જીવાદિક તત્ત્વોપર શ્રદ્ધા નહીં રાખવારૂપ મિથ્યાત્વ ઐકાંતિકાદિક ભેદોવડે સાત પ્રકારનું છે, તે મિથ્યાત્વ સંસારની સ્થિતિને વધારનારૂં છે. તેમાં જીવ સર્વથા (એકાંતપણે) ક્ષણિક (અનિત્ય) છે અથવા અક્ષણિક (નિત્ય) છે એમ માનવું, અથવા સર્વથા સગુણ છે કે નિર્ગુણ છે વિગેરે જે એકાંતપણે માનવું તે ઐકાંતિક મિથ્યાત્વ કહેવાય છે. ૧. વીતરાગ સર્વજ્ઞ જીવ, અજીવ વિગેરે જે પદાર્થો કહ્યા છે તે સત્ય છે કે નહીં? એ પ્રમાણે મનમાં જે સંકલ્પ વિકલ્પ કરવા તે સાંશયિક મિથ્યાત્વ છે. ૨. સર્વ આગમો, સર્વ લિંગિઓ (ગુરૂઓ), સર્વે દેવો અને
૪૦ સર્વે ધર્મો સરખા જ છે ( સાચા જ છે ) એ પ્રમાણે પુરૂષની જે બુદ્ધિ તે વૈનયિકી દૃષ્ટિ એટલે વૈનયિક

મિથ્યાત્વ કહેવાય છે. એમ જિનેશ્વરોએ કહ્યું છે. ૩. જેમ ચમારનો કુતરો ચામડાના કકડાઓવડે તૃપ્ત થવાથી સારા ભોજનને પામતો નથી, તેમ કુહેતુ અને કુદૃષ્ટાંતોવડે પૂર્ણ થયેલો (તૃપ્ત થયેલો) પુરૂષ તત્વને અંગીકાર કરતો નથી. આ કુહેતુક નામનું મિથ્યાત્વ કહેવાય છે. ૪. તાવવાળા મનુષ્યનું મન ત્રિદોષથી વ્યાપ્ત થયું હોય તો તે જેમ મધુર ઘીને પણ કડવું માને છે (તેને કડવું જ લાગે છે), તેમ વિપરીત રૂચિવાળો મનુષ્ય સત્ય વસ્તુને અસત્ય માને છે (અને અસત્ય વસ્તુને સત્ય માને છે), આ **વિપરીત રૂચિ** નામનું મિથ્યાત્વ છે. ૫. જેમ જન્માંધ પુરૂષ સુંદર અથવા અસુંદર રૂપને સર્વથા પ્રકારે જાણી શકતો નથી, તેમ સ્વભાવથી જ મિથ્યાદષ્ટિ જીવ તત્વ કે અતત્ત્વને જાણી શકતો નથી. આ **નિસર્ગમિથ્યાત્વ** છે. ૬. તથા યુક્ત અને અયુક્તનું વિવેચન નહીં કરનાર મૂઢ દૃષ્ટિવાળો જીવ રાગીને દેવ માને છે, સ્ત્રી આદિકના સંગવાળાને ગુરૂ માને છે અને પ્રાણીની હિંસા કરનાર ધર્મને ધર્મ તરિકે માને છે. આ **મૂઢદષ્ટિ** નામનું મિથ્યાત્વ છે.' આ પ્રમાણે વિષથી વ્યાપ્ત થયેલા મનુષ્યની જેમ સાત પ્રકારના મિથ્યાત્વથી મોહ પામેલો પ્રાણી સર્વ જગતના પદાર્થોને વિપરીતપણે જ જુએ છે. સન્નિપાતવાળો, ભૂતના આવેશવાળો, મદિરાપાન કરનાર અને ધતૂરો જોનાર, આવા સર્વ મનુષ્યોથી મિથ્યાદષ્ટિ મનુષ્ય સર્વ દોષનું સ્થાન હોવાથી વિશેષ છે. મિથ્યાત્વ મોહનીય કર્મનો ક્ષયોપશમ થવાથી મનુષ્ય યથાર્થ રીતે જીવ, અજીવ વિગેરે તત્ત્વોની શ્રદ્ધા કરે છે. કોઇ પણ પ્રકારે કર્મનું લઘુપણું થવાથી **વાક્પતિની** જેમ કોઇક

પુરૂષને અરિહંતના શાસનને વિષે ભાવથી મનોહર રૂચિ ઉત્પન્ન થાય છે.

## વાક્‌પતિની કથા.

આ ભારતક્ષેત્રમાં છત્રીશ લાખ ગામોએ કરીને મનોહર એવા કન્યકુબ્જ નામના દેશમાં **શ્રીગોપાલગિરિ** નામના નગરમાં શ્રીમાન **આમ** નામનો રાજા હતો. તે વિદ્યાઓવડે વિદ્વાનોમાં અગ્રેસર હતો, તેના સૈન્યમાં બે લાખ અશ્વો, એક કરોડ સુભટો, ચૌદસો મોટા હાથીઓ અને ચૌદસો રથો હતા. આવા મોટા સૈન્યથી સુશોભિત રાજ્યને-સ્વર્ગના રાજ્યને ઇંદ્ર ભોગવે છે તેમ-તે ભોગવતો હતો. તે પૃથ્વીપતિને બાલ્યાવસ્થાથી જ **શ્રીબપ્પભટ્ટિ** નામના ગુરૂની સાથે દૂધ અને જળની જેવી પૃથ્વીને વિષે અદ્‌ભુત મિત્રાઇ હતી. તે ગુરૂ મહારાજે સંવત ૮૦૭ ની સાલમાં ઉત્તમ ચારિત્ર ગ્રહણ કર્યું હતું. તે હમેશાં બુદ્ધિના બળથી એક હજાર શ્લોક કંઠે કરતા હતા. તેણે સંવત ૮૧૧ ની સાલમાં આચાર્ય પદની સંપદા પ્રાપ્ત કરી હતી, ચૌદ મહાવિદ્યાના વિદ્વાનોની શ્રેણિમાં તે મુગટ સમાન હતા, **શ્રીસિદ્ધસેનસૂરિ**ની પાટરૂપી કમળને વિકસ્વર કરવામાં સૂર્ય સમાન હતા. મનુષ્યોના મનમાં ગુપ્ત રહેલી સમસ્યા પૂરવામાં તે શંકારહિતપણે મહાદેવ જેવા હતા, આચાર્યપદ પ્રાપ્ત થયું ત્યારથી તેમણે છએ વિકૃતિનો ત્યાગ કર્યો હતો, નિષ્કપટ (અખંડ) બ્રહ્મચર્યવડે તેનું શરીર પવિત્ર હતું, સમગ્ર જિનાગમને તે જાણનાર હતા, આકાશગામિની વિદ્યાવડે તે હમેશાં પાંચ તીર્થને નમસ્કાર કરતા હતા, તથા તે ગુણોવડે ગુરૂ (મોટા) હતા. તેમજ વળીઃ—

" अज्ज वि सा परितप्पइ, कमलमुही अत्तणो पमाएण।"
" पढमविबुद्धेण तए, जंसि पच्छाइअं अंगं ॥ १ ॥"

સમસ્યા—" હજુ સુધી તે [1]કમલમુખી પોતાના પ્રમાદને લીધે પરિતાપ પામે છે." સમસ્યાપૂર્તિ–"પ્રથમ જાગેલા તમે તેણીનું અંગ ઢાંક્યું" (તેથી તે બાબતની લજ્જાથી પરિતાપ પામે છે).

" बाला चंकम्मंती, पए पए कीस कुणइ मुहभंगं ?।"
" नूणं रमणपएसे, मेहलिआ छुमइ नहपंति ॥ २ ॥"

સમસ્યા—" તે બાળા ચાલતી વખતે પગલે પગલે મુખને મરડે છે–વાંકું કરે છે, તેનું શું કારણ?" સમસ્યાપૂર્તિ–" ખરેખર તેણીની [2]કટિમેખલા રમણપ્રદેશ (ક્રીડા કરવાના સ્થાન) માં પડેલી નખપંક્તિ (નખક્ષત) નો સ્પર્શ કરે છે" (તેના ઘસાવાથી પીડા ઉત્પન્ન થાય, તેથી મુખ મરડે છે).

આવી અનેક પ્રકારની રાજાના મનમાં ગુપ્ત રહેલી સમસ્યાઓની પૂર્તિ કરવાવડે તથા પોતાના નિર્મળ ગુણોવડે પણ તે ગુરૂ મહારાજ રાજાને નિરંતર રંજન કરતા હતા.

એકદા ગુરૂએ પોતાના હૃદયમાં વિચાર કર્યો કે– "જો આ રાજાને હું સમકિતનો લાભ આપું, તો જ મારૂં વાસ્તવિક (સાચું) મિત્રપણું કહેવાય" આ પ્રમાણે વિચારીને તેણે રાજાને કહ્યું કે–"[3]તૃણનું આલંબન કર્યું હોય તો તે તૃણ કાતો ત્રુટી જાય અને

૧ કમળના સરખા મુખવાળી. ૨ કેડનો કંદોરો.
૩ તૃણનું બનાવેલું દોરડું.

કાંતો વિહ્વળ ( અવલંબન કરનાર ) પુરૂષનો ઉદ્ધાર કરે ( બહાર ખેંચી કાઢે ). પરંતુ જેઓ વિહ્વળનો ઉદ્ધાર કરવામાં તૃણ સમાન પણ ન હોય, તેઓને શું કહીએ ? ( તૃણથી પણ હલકા જાણવા ). " તે સાંભળી તેમના અભિપ્રાયને જાણનાર આમરાજાએ પણ કહ્યું કે—" હે મિત્ર ! તમે કમળની જેમ જૈન ધર્મનો પ્રકાશ કરો છો, પરંતુ મારૂં એક વચન સાંભળો.— આ લોકને વિષે રાજા ( ચંદ્ર ) ઇશ્વર ( મહાદેવ ) ને જ નમે છે, પણ તે જિનનો ભક્ત નથી. તો તમારે આ બાબતમાં ખેદ શામાટે કરવો જોઇએ ? " સૂરિ મહારાજ બોલ્યા કે—" સંપૂર્ણ કળાવાળો રાજા (ચંદ્ર) કદાપિ મહાદેવને પ્રણામ કરતો નથી, પણ વક્ર અને અલ્પ કળાવાળો રાજા તમારી જેમ ઉગ્ર અને જડને પ્રણામ કરનાર હોય છે. કહ્યું છે કે—

" यावदल्पकलस्तावत्, कुटिलत्वं न मुञ्चति ।
परिपूर्णकलस्तावत्, सुवृत्तश्चन्द्रमा इव ॥१॥ "

" ચંદ્રની જેમ જ્યાંસુધી પુરૂષ અલ્પ કળાવાળો હોય છે, ત્યાંસુધી તે કુટિલતા ( વક્રતા ) ને છોડતો નથી, અને જ્યારે તે પરિપૂર્ણ કળાવાળો થાય છે ત્યારે તે સુવૃત્ત થાય છે ( ચંદ્ર ગોળાકાર થાય છે અને પુરૂષ સદાચારવાળો થાય છે ). "

તે સાંભળી રાજાએ ફરીથી કહ્યું કે—" હે મુનીંદ્ર ! સમગ્ર શાસ્ત્રમાં તમે કુશળ છો, છતાં તમે કોઈ પણ પૂર્ણ કળાવાળા રાજાને પ્રતિબોધ પમાડ[illegible] " ત્યારે ગુરૂ બોલ્યા કે—" હે રાજા ! જો તમે [illegible] વિહાર કરવાની રજા આપો તો હું [illegible]

બોલતા ઘણા રાજાઓને પ્રતિબોધ પમાડું." ત્યારે રાજાએ કહ્યું કે–"તમે પ્રાયે કરીને માત્ર બાળ, ગોપાળ અને સ્ત્રીઓ જેવા [1]બહિર્મુખ જનોને જ પ્રતિબોધ કરી શકો છો, પરંતુ શાસ્ત્રોના અર્થને જાણનાર વિદ્વાનોને પ્રતિબોધ કરી શકતા નથી. જો તમારી તેવી શક્તિ હોય તો મથુરા નગરીમાં રહેલા પુરાણપુરૂષ (વિષ્ણુ) નું જે નિરંતર ચિત્તમાં અદ્‌ભુત ધ્યાન કરે છે, જેનું શરીર યજ્ઞોપવીતથી ભૂષિત છે, જેણે નાસિકાના અગ્ર ભાગ ઉપર જ દૃષ્ટિ રાખી છે, જેનું વક્ષસ્થળ તુલસીની માળાવડે શોભિત છે, જે પૃથ્વીપર આસન નાંખીને બેઠેલા છે, જે શ્રી કૃષ્ણના ગાયનમાં તત્પર વૈષ્ણવ બ્રાહ્મણોથી પરિવરેલા છે, જેનું વક્ષસ્થળ પત્રજીવકની માળાવડે શોભિત છે, જે વરાહસ્વામી દેવના પ્રાસાદમાં રહેલા છે, અને ત્યાં વૈરાગ્યના અતિશયથી અનશન કરીને પર્યંકાસને બેઠેલા છે, તે વાક્‌પતિ નામના રાજસામંતને પ્રતિબોધ કરીને તમે શીઘ્ર જૈનધર્મમાં સ્થાપન કરો." આ પ્રમાણે આમરાજાએ કહેલા વચનને અંગીકાર કરી ચોરાશી હજાર વિદ્વાન સામંતોથી સેવાતા ગુરૂ મહારાજને આમરાજાએ વિદાય કર્યા એટલે તે પાપરહિત વૃત્તિવાળા ગુરૂ ત્યાંથી વિહાર કરી જ્યાં તે રાજેંદ્રના ગુરૂ શ્રેષ્ઠ સામંત વાક્‌પતિ રહેલા હતા, ત્યાં આવ્યા. તે સૂરિ મહારાજના ગુણો સર્વત્ર પ્રસિદ્ધ હોવાથી પુરના લોકોએ, રાજ્યના લોકોએ અને વાક્‌પતિ નામના રાજાએ પણ આદરપૂર્વક તેમની પૂજા કરી-બહુમાન કર્યું. પછી વરાહસ્વામીના પ્રાસાદને વિષે રહેલા તે વાક્‌પતિની

કર્મ પરીક્ષા.



૧ બાહ્યદૃષ્ટિવાળા અજ્ઞાની.

પાસે બેસીને તેના અંતઃકરણની પરીક્ષા કરવા માટે
તે મુનીશ્વર આ પ્રમાણે બોલ્યા કે—" દર્પણમાં પ્રતિ-
બિંબિત થયેલા પોતાની જ માયાથી બનાવેલા સ્ત્રી-
રૂપને જોઈ પોતાના આત્મામાં જ રાગી થયેલા કેશવ
( શ્રીકૃષ્ણ ) તમને લક્ષ્મી આપો. " તથા—" હમેશાં
સર્વ લોકોની સમક્ષ પ્રણામ કરીને બે હાથ જોડીને
જે તું સંધ્યાની યાચના કરે છે, તથા હે નિર્લજ્જ !
જે બીજી સ્ત્રીને ( ગંગાને ) તારા મસ્તકપર તેં ધારણ
કરી છે, તે પણ મેં સહન કર્યું, પરંતુ હે સ્ત્રીલંપટ !
અમૃતનું મથન કરતી વખતે વિષ્ણુને લક્ષ્મી પ્રાપ્ત
થઇ તેમાં તેં વિષનું ભક્ષણ શામાટે કર્યું ? માટે હવે
તું મને અડકીશ નહીં. આ પ્રમાણે પાર્વતીએ કહેલા
મહાદેવ તમારૂં રક્ષણ કરો. " આવું કાનને કટુ લાગે
૪૫ તેવું તે સૂરિનું વચન સાંભળી મનમાં દુઃખી થયેલા
તે વાક્પતિએ માથું ધુણાવી નાસિકાને વાંકી કરી
કહ્યું કે—" હે મિત્ર ! આવા શૃંગાર રસના શ્લોકો બોલ-
વાનો આ સમય જ કયાં છે, અને શું તમારી મૈત્રી
આવા પ્રકારની છે ? તથા શ્રી બપ્પભટ્ટિ સૂરિને આવું
વચન બોલવું શું લાયક છે ? કેમકે અત્યારે તો મને
પારમાર્થિક વાણીવડે બોધ આપવાનો સમય છે." તે
સાંભળીને ગુરૂ બોલ્યા કે—" હે ઉત્તમ મિત્ર ! બહુ
સારૂં, બહુ સારૂં. તમારી બુદ્ધિની અમે સ્તુતિ કરીએ
છીએ, પરંતુ મારે તમને કાંઇક પૂછવું છે." ત્યારે
" હે મિત્ર ! જે પૂછવું હોય તે પૂછો " એમ શ્રીમાન્
વાક્પતિએ ગુરૂને નમસ્કાર કરીને કહ્યું ત્યારે મુનીંદ્ર
અમૃત જેવી વાણીવડે બોલ્યા કે—" હે પંડિત શિરો-
૪૬ મણિ ! હમણાં તમે દેવતાનું ધ્યાન અને સંન્યાસનો
સ્વીકાર વિગેરે આ વ્રત વિશેષ જે તમે ગ્રહણ કર્યો

છે. તે નિઃસંગ મનવાળા તમે શું મોક્ષના સુખને મેળવવા માટે કે સામ્રાજ્યની લક્ષ્મી પ્રાપ્ત કરવા માટે નિરંતર સેવો છો ? જો કદાચ પરલોકમાં ઉત્તમ ઐશ્વર્ય પ્રાપ્ત કરવા માટે જ આ વ્રત ગ્રહણ કર્યું હોય, તો તમારૂં ચિત્ત [1]બહિર્મુખ જ હોવાથી તમને પરમાર્થ ઉપદેશ આપવાથી સર્યું—તેવો ઉપદેશ આપવો વ્યર્થ છે, અને જો મુક્તિના સુખની પ્રાપ્તિને માટે આ વ્રત ગ્રહણ કર્યું હોય, તો હે રાજા ! સર્વજ્ઞ ભગવાને કહેલા પરમાર્થને તમે સાવધાન મન રાખીને સાંભળો. સમ્યક્ પ્રકારે આત્મતત્ત્વના જ્ઞાન વિના પ્રાણીને ઉગ્ર તપથી પણ મોક્ષસુખની પ્રાપ્તિ થતી નથી. જ્ઞાનીઓએ બહિરાત્મા, અંતરાત્મા અને પરમાત્મા એમ ત્રણ પ્રકારે આ જીવ કહ્યો છે, અને તે સર્વ દર્શનોને સંમત છે. તેમાં ઇંદ્રિયાદિકના સુખમાં આસક્ત થયેલો, મોક્ષના સુખથી પરાઙ્મુખ થયેલો અને શરીરથી અભિન્નતાની બુદ્ધિએ માનેલો ( શરીર જ આત્મા છે. તેથી જુદો કોઈ આત્મા પદાર્થ નથી એમ માનેલો ) જીવ બહિરાત્મા કહેવાય છે. અથવા તો જે જીવ [2]હેય અને [3]ઉપાદેય વસ્તુ સંબંધી વિચારના જ્ઞાનથી રહિત હોય, જેનો આશય ( અંતઃકરણનો અભિપ્રાય ) [4]પરસ્પરની આકાંક્ષાનો વિભાગ કરી શકતો ન હોય, તથા જે પાંચ ઇંદ્રિયોના સુખમાં લંપટ હોય, તે જીવ બહિરાત્મા કહેવાય છે, અને આ બહિરાત્માથી જે વિપરીત હોય તે જ અંતરાત્મા સત્પુરૂષોને માન્ય છે.

૧ બાહ્યદૃષ્ટિવાળું. ૨ ત્યાગ કરવા લાયક. ૩ ગ્રહણ કરવા લાયક. ૪ જીવ અને શરીર એ બન્નેનો પરસ્પર શો ધર્મ છે ? ઇત્યાદિ.

ધર્મ
પરીક્ષા.

તથા જે આત્મા રાગદ્વેષાદિક સમગ્ર દોષના કલેશથી રહિત હોય; જે કેવળજ્ઞાનવડે સમગ્ર વિશ્વને જાણનાર હોય, જે સનાતન (શાશ્વત) હોય, અને જે એકત્રીશ ગુણોએ કરીને સહિત હોય, તે મુક્ત જીવ પરમાત્મા કહેવાય છે. તે પરમાત્મા જ્ઞાનસ્વરૂપે આખા જગતમાં વ્યાપીને રહેલો છે, તેથી તે વિષ્ણુ એવા નામને ધારણ કરે છે, તે પરબ્રહ્મરૂપ હોવાથી લોકમાં બ્રહ્માના નામે પ્રસિદ્ધ છે, તે જ સમગ્ર વિશ્વના ઐશ્વર્યમય હોવાથી મહેશ્વર નામે વિખ્યાત છે, સમ્યક્ પ્રકારે તત્ત્વને જાણનાર હોવાથી બૌદ્ધોએ તેને સુગત કહ્યો છે, અને રાગાદિક દોષને જીતનાર હોવાથી અને કલંકરહિત હોવાથી તે જિન કહેવાય છે. તે વિષે યોગશાસ્ત્રમાં કહ્યું છે કે—

"आत्मधिया समुपात्त–कायादिः कीर्त्यतेऽत्र बहिरात्मा।
कायादेः समधिष्ठा–यको भवत्यन्तरात्मा तु ॥ १ ॥

चिद्रूपानन्दमयो, निःशेषोपाधिवर्जितः शुद्धः।
अत्यक्षोऽनन्तगुणः, परमात्मा कीर्तितस्तज्ज्ञैः ॥२॥"

"જે શરીરાદિકને આત્માની બુદ્ધિથી ગ્રહણ કરવામાં આવે તો તે બહિરાત્મા કહેવાય છે, શરીરાદિકનો અધિષ્ઠાયક આત્મા છે એમ જો ભિન્ન માનવામાં આવે તો તે અન્તરાત્મા કહેવાય છે, તથા ચૈતન્યરૂપ, આનંદમય, સમગ્ર ઉપાધિરહિત, શુદ્ધ, અતીંદ્રિય અને અનંત ગુણવાળા આત્માને જ્ઞાનીઓએ પરમાત્મા કહ્યો છે.

અથવા ગુણસ્થાનને આશ્રીને ત્રણ પ્રકારનો આત્મા રહેલો છે. તેમાં જિનાગમને વિષે ચૌદ ગુણસ્થાનો કહ્યાં છે. તેમાં પહેલા ત્રણ ગુણસ્થાનને વિષે વર્તતો જીવ [1]તરતમતાથી શુદ્ધ એવો બહિરાત્મા જ કહ્યો છે. ચોથા અને પાંચમા ગુણસ્થાનમાં રહેલો, બુદ્ધિમાન અને અશુભ લેશ્યાવાળો જીવ સત્પુરૂષોએ જઘન્ય અંતરાત્મા માન્યો છે, ચોથાથી આઠ એટલે અગ્યારમા ગુણસ્થાનક સુધીમાં રહેલો જીવ મધ્યમ અંતરાત્મા કહેવાય છે, અને સમગ્ર કષાયને ક્ષીણ કરનાર એટલે બારમા ગુણસ્થાનમાં રહેલો જીવ ઉત્કૃષ્ટ અંતરાત્મા કહેવાય છે, તથા સયોગી કેવળી અને અયોગી કેવળી એટલે તેરમા અને ચૌદમા એ બે ગુણસ્થાનને વિષે રહેલો જીવ સિદ્ધના આત્માની જેવો છે. તેથી તેને પંડિતોએ પરમાત્મા કહ્યો છે, તથા લોકાગ્ર ક્ષેત્રમાં પ્રાપ્ત થયેલો, અનંત જ્ઞાનવાળો, અનંત દર્શનવાળો અને પરમ જ્યોતિરૂપ જે સિદ્ધનો આત્મા તે સાક્ષાત્ પરમાત્મા કહેવાય છે. હે રાજા ! મિથ્યાદૃષ્ટિ ભવ્ય પ્રાણીનો આત્મા [2]વ્યક્તિરૂપે બાહ્યાત્મા કહેવાય છે, અને છેલ્લા એટલે અંતરાત્મા અને પરમાત્મા એ બે તે ભવ્યની અંદર શક્તિરૂપે રહેલા છે. ( તે બન્ને પ્રકારના આત્મા તેને વિષે કોઇક વખત પણ પ્રગટ થશે. ) તથા અભવ્યને વિષે પહેલો એટલે બહિરાત્મા વ્યક્તિરૂપે રહેલો છે, અને પાછળના એટલે અંતરાત્મા અને પરમાત્મા કેવળ શક્તિરૂપે

૧ પહેલા ગુણસ્થાનમાં રહેલા જીવથી બીજા ગુણસ્થાનમાં રહેલો જીવ વધારે શુદ્ધ છે, અને તેના કરતાં ત્રીજા ગુણસ્થાનવાળો વધારે શુદ્ધ છે. ૨ પ્રગટપણે.

ર્મ જ રહેલા છે, પણ વ્યક્તિરૂપે રહેલા નથી. કેમકે
અભવ્યને કેવળજ્ઞાનરૂપે કોઇપણ વખત તેમની વ્યક્તિ
ક્ષા. થવાની જ નથી. કારણકે મોક્ષ પામવાને જે સર્વથા
અયોગ્ય હોય તેને જ અભવ્ય માનેલા છે." આ
પ્રમાણે ગુરૂનું વચન સાંભળી તે રાજાને અનાદિ
ભવથી ચાલતા આવતા મિથ્યાત્વમોહનીય કર્મને દૂર
કરવા માટે સુકૃતના ઉલાસને લીધે હર્ષ ઉત્પન્ન થયો,
તે જોઈ ( જાણી ) યુગપ્રધાન સૂરિ મહારાજે તે
રાજાને કહ્યું કે—" હે શ્રી વાક્‌પતિ રાજા ! હમણાં
તમે પરમાર્થ બુદ્ધિથી સારી રીતે વિચાર કરો કે-
-કષાય અને વિષયોથી વ્યાકુળ થયેલો બહિરાત્મા
સર્વથા પ્રકારે ત્યાગ કરવા લાયક છે, અને સુખને
આપનાર સમ્યગ્દષ્ટિ આત્મા ગ્રહણ કરવા લાયક
છે, તથા પાપ રહિત પરમાત્મા અવશ્ય સાક્ષાત્‌પણે
ગ્રહણ કરવા લાયક છે, સમતારૂપી અમૃત સાગ-
રમાં મગ્ન થયેલા પુરૂષોએ મુક્તિને માટે તેનું જ
અવશ્ય ધ્યાન કરવું જોઇએ. સર્વ જીવો પાંચે પર-
મેષ્ઠીરૂપ છે, શક્તિરૂપે મોક્ષના સ્વરૂપવાળા છે અને
શક્તિરૂપે જ મોક્ષમાં વિલાસ કરનારા છે, તેથી તે
ગ્રહણ કરવા લાયક-ધ્યાન કરવા લાયક છે. તેમાં પણ
( તે સર્વ જીવોમાં પણ ) સર્વજ્ઞ અને સિદ્ધ આ બે
પ્રકારના જીવો સર્વોત્તમ ગુણવાળા છે, તેમાં પણ નિશ્ચય
નયની અપેક્ષાએ એક સિદ્ધ જ ધ્યાન કરવા લાયક
છે. પરમાર્થથી તો ( ખરી રીતે તો ) જેના ચિત્તમાંથી
સર્વ વિકલ્પોનો નાશ થયો હોય એવા પુરૂષનો સમગ્ર
 પ્રકારના ભોગની વાંછાદિકથી રહિત થયેલો પોતાનો
આત્મા જ સિદ્ધસ્વરૂપ છે. આ પ્રમાણે દેવતત્ત્વના

ધ્યાનને માટે સ્વીકાર કરેલો ( આદર કરેલો ) સંન્યાસ જો ગ્રહણ કરવામાં આવે તો તે મોક્ષરૂપ ફળને આપનાર થાય છે. અને ભવને ( સંસારને ) પોષણ કરનાર ચેષ્ટારૂપ દેવની ઉપાસનાવાળો સંન્યાસ કે જે રાજ્ય અને ઐશ્વર્યાદિકને આપનાર છે, તેવો સંન્યાસ તો પ્રાયે કરીને પુરૂષોને વિડંબનારૂપ જ છે. કહ્યું છે કે—

" वीतरागो विमुच्येत वीतरागं विचिन्तयन् ।
रागिणं तु समालम्ब्य रागी स्यात् चोभणादिकृत् ॥ "

" રાગ રહિત થયેલો પુરૂષ વીતરાગનું ધ્યાન કરવાથી મુક્ત થાય છે, અને રાગી દેવનું અવલંબન ( ધ્યાન ) કરવાથી તો ક્ષોભાદિકને કરનાર રાગીજ થાય છે ( રાગી થવાથી ક્ષોભ વિગેરેને પામે છે ). "

યંત્રવાહક જે જે ભાવે કરીને જોડાય છે, તે તે ભાવે કરીને તે વિશ્વરૂપ મણિની જેમ તન્મયપણાને પામે છે. તેમજ વળી કૌતુકે કરીને પણ અસત્ ધ્યાન સેવવું નહીં. કેમકે અસત્ ધ્યાન સેવવાથી આત્માનો નાશ જ થાય છે. મોક્ષનું અવલંબન કરનાર મનુષ્યને સર્વ સંપદાઓ પોતાની મેળે જ સિદ્ધ થાય છે, અને બીજાઓને તો તે સંપદાની સિદ્ધિમાં સંદેહ છે, તથા સ્વાર્થનો નાશ તો નિશ્ચે છે. તે આ [1]શમરસીભાવ તે આત્માનું એકીકરણ ( અભેદ કરનાર ) માનેલો છે, કે જેથી તે આત્મા અભેદપણાએ કરીને પરમાત્માને વિષે જ લીન થાય છે. જેમ લોઢું સિદ્ધરસના સ્પર્શથી સુવર્ણપણાને પામે છે, તેમ આત્માનું ધ્યાન

---

૧ શમતારૂપી રસમાં તલ્લીન થવું તે.

મ° કરવાથી આત્મા પરમાત્માપણાને પામે છે. તથા વળી
ક્ષા. અન્યત્ર કહ્યું છે કે—

" ध्यायन्त्यमी सुखिनि दुःखिनि चानुकम्पां
पुण्यक्रियेषु मुदितां कुमतावुपेक्षाम् ।
एवं प्रसादमुपयाति हि रागलोभ-
द्वेषादिदोषकलुषोऽप्ययमन्तरात्मा ॥ १ ॥"

" આ મહાત્માઓ સુખી અને દુઃખી પ્રાણીઓને વિષે દયા ચિંતવે છે, પુણ્ય કર્મ કરનારા ઉપર ખુશી થાય છે, અને કુબુદ્ધિવાળા ઉપર ઉપેક્ષા રાખે છે. આ પ્રમાણે કરવાથી રાગ, લોભ અને દ્વેષાદિકવડે મલિન થયો હોય તો પણ તે અંતરાત્મા પ્રસન્નતાને પામે છે."

આ પ્રમાણે ગુરૂના મુખથી આખા જન્મમાં પૂર્વે કોઈપણ વખત નહીં સાંભળેલા એવા ઉત્તમ ઉપદેશરૂપી અમૃતનું પાન કરવાથી શ્રીવાક્પતિ રાજાનો અનંત મિથ્યાત્વરૂપી તાપ શાંત થયો, એટલે તેણે ગુરૂને કહ્યું કે—" હે મુનીશ્વર ! જો આ મનુષ્ય લોક થકી અનંત પ્રાણીઓ મુક્તિને પામ્યા હોય તો આ લોક ખાલી થઈ જાય, અને પરિપૂર્ણ ભરાઇ જવાથી મુક્તિમાં જગ્યા ન રહેવી જોઇએ." ત્યારે ગુરૂ બોલ્યા કે—" હે મહા સત્ત્વવાન્ ! જેમને શ્રી જિનેશ્વરની વાણીનું જ્ઞાન ન હોય, તેવા મનુષ્યો આવું તમારા જેવું બોલી શકે છે. જિનાગમ જાણનારને આવી શંકા થતી જ નથી. આ વિષે વિદ્વાનોએ એક દૃષ્ટાંત આપ્યું છે, તે સાંભળો:—

૫૨ " આ જગતમાં અનંતા કાળથી સેંકડો નદીઓ રેણુના સમૂહને હરણ કરીને સમુદ્રમાં જાય છે, તો

પણ પૃથ્વી ખોદાઇને ખાલી થઇ નથી અને થશે પણ નહીં, તથા સમુદ્ર પણ સ્થળ ( પૃથ્વી ) રૂપ થયો નથી અને થશે પણ નહીં. ”

“ તેજ પ્રમાણે આત્માઓ અરૂપી હોવાથી મુક્તિના ક્ષેત્રમાં સંકોચ થતો નથી, અને આ સંસારમાં જીવો અનંતાનંત હોવાથી આ સંસાર ખાલી પણ થતો નથી, અને થશે પણ નહીં. ”

“ જ્યારે ( કોઇ પણ વખત ) જિનેશ્વરની પાસે કોઇ પ્રશ્ન કરે ત્યારે તેનો ઉત્તર તે એવો જ આપે કે એક નિગોદનો અનંતમો ભાગ મોક્ષે ગયો છે. ”

“ હે ઉત્તમ રાજા ! આ પ્રમાણે સંસાર અને મોક્ષના વિષયમાં તમારે ભાવના કરવી–સંસાર અને મોક્ષનું સ્વરૂપ જાણવું. ” આ પ્રમાણે ગુરૂના મુખથી સાંભળીને રાજાનું મહામોહરૂપી વિષ નાશ પામ્યું, એટલે તેણે ગુરૂને કહ્યું કે—“ પરમાર્થના વિચાર રહિત હોવાથી હું ધર્મતત્ત્વથી પરાઙ્મુખ થયેલો હતો, અને મારૂં હૃદય મોહથી મૂઢ થયું હતું, તેથી હું આટલો કાળ ભ્રાંતિમાં પડ્યો હતો. આવા પ્રકારના જ્ઞાની અને પૂજ્ય એવા આપનો ચિરકાળનો પરિચય મારે નિષ્ફળ થયો, તેથી મારા આટલા બધા દિવસો ધર્મના વ્યાખ્યાન વિના ગયા, તો હવે હે પ્રભુ ! મને મુક્તિના ઉપાયનો ઉપદેશ કરો, કે જેથી મુક્તિની ઈચ્છાવાળા મારે જરા પણ ઉચિતતાનો નાશ ન થાય. હે સ્વામી ! બાહ્ય દૃષ્ટિથી રમણીય લાગે તેવો આ લૌકિક ધર્મ મેં અત્યાર સુધી અંગીકાર કર્યો હતો, પણ હવે તો હું શ્રી જૈન ધર્મને જ આદરીશ. આ સંન્યાસ મેં

અત્યારે દૂરથી તજ્યો છે, હવે મને સમ્યક્ પ્રકારે જિનધર્મ પ્રાપ્ત થાય તે પ્રમાણે હે ભગવાન્ ! પોતાની દીક્ષા આપવાથી મારા પર પ્રસાદ કરો." આ પ્રમાણે તેનું વચન સાંભળીને ગીતાર્થ એવા બપ્પભટ્ટ સૂરિવર બોલ્યા કે—" હે રાજન્ ! આવા પ્રકારની તમને ધર્મશ્રદ્ધા થઇ તેથી તમને ધન્ય છે. હમણાં તમે જિનેંદ્રના ધર્મની ઇચ્છા કરી તેથી હે નરેંદ્ર ! પૂર્વે કરેલા અશુભ કર્મોનો સમૂહ તમારો ક્ષીણ થઇ ગયો. વળી જો કે આ સંન્યાસ તમે લૌકિક માર્ગે અંગીકાર કર્યો છે, તોપણ તમને હમણાં સમકિતનો લાભ થયો તેથી તમારો તે સંન્યાસ પણ અત્યારે સફળ થયો છે. મિથ્યાત્વરૂપી અંધકારના સમૂહનું દલન (નાશ) કરવામાં ઉત્કટ એવા સમ્યગ્દર્શનરૂપી રત્નનો લાભ થાય ત્યારે તેને મિથ્યાદષ્ટિનું શાસ્ત્ર પણ સમ્યક્ પ્રકારે પરિણમે છે એમ શાસ્ત્રમાં કહેલું છે. જો કે બોધિ વિનાના ઘણા લોકો જાડા અને બળવાન્ હોય છે તેથી તેઓ ઉપહાસ કરીને અબોધિ બીજને ઉપાર્જન કરવામાં તત્પર થાય છે. તો જિનેંદ્રના વચન ઉપર શ્રદ્ધાવાળા, શુદ્ધ, સદ્ધર્મને ધારણ કરનાર અને મોહરૂપી રજનો નાશ કરનારા ઉત્તમ પુરૂષો તો ઉત્તમ અર્થ (મોક્ષ)ને સાધનારા જ હોય છે." આ પ્રમાણે ગુરૂની વાણીનું પાન કરીને સંવેગના રસથી પૂર્ણ થયેલા અને હૃદયમાં આનંદ પામેલા તે શ્રીવાક્પતિ રાજાએ તે વરાહસ્વામીના પ્રાસાદમાંથી ઉઠી શ્રીપાર્શ્વનાથ જિનેશ્વરના ચૈત્યમાં જઇ જિનેશ્વરનું દર્શન
૫૪ કરી "શાન્તાવેશ૦" એ નામનું પવિત્ર સ્તોત્ર કર્યું. ત્યારપછી તે રાજાએ મિથ્યાદર્શનથી દૂષિત થયેલા

તે પૂર્વના વેશનો ત્યાગ કરી જૈન સાધુનો વેશ પોતે જ અંગીકાર કર્યો. ત્યારપછી ગુરૂની વાણી વડે જિનેશ્વરનો મત અંગીકાર કરવાથી તે રાજાનો આત્મા સમ્યક્ત્વ મત વડે શુદ્ધ થયો, તેણે સર્વ પરિગ્રહનો ત્યાગ કર્યો, અઢાર પ્રકારના દુષ્કર્મવાળા પાપસ્થાનોને ભાવથી દૂર કર્યા પછી અઢાર દિવસનું અનશન આરાધિ સર્વ જીવોને ખમાવી, પોતે ક્ષમા ગુણથી ભૂષિત થઇ તથા હૃદયમાંથી પાપનો ત્યાગ કરી પંચપરમેષ્ઠી મહામંત્રના સ્મરણ પૂર્વક પંડિત મૃત્યુએ મરણ પામી પહેલા દેવલોકમાં દેવ થયા. ત્યાંથી આયુષ્યના ક્ષયે ચવીને બીજા ભવમાં ફરીથી સમગ્ર ધર્મ સામગ્રી પામીને તે પુણ્યાત્મા વાક્પતિ રાજા સિદ્ધિપદને પામશે.

ત્યારપછી કેટલેક દિવસે ગુરૂ મહારાજ ગોપગિરિ નગરમાં ગયા. તે વખતે શ્રીઆમ રાજાએ અનેક પ્રકારના મહોત્સવો પૂર્વક તેમનો નગરમાં પ્રવેશ કરાવ્યો. એકદા સર્વ રાજાઓ સભામાં બેઠા હતા તે વખતે શ્રીઆમ રાજાએ શ્રી ગુરૂની વિદ્વત્તાથી મનમાં પ્રસન્ન થઇ તેમની પ્રશંસા કરી કે—" હે પ્રભુ! પૂજ્ય એવા આપના જ્ઞાનનું સામર્થ્ય આશ્ચર્યકારક છે કે જેથી તેવા પ્રકારના મિથ્યાત્વી વાક્પતિ રાજાને પણ તમે બોધ પમાડ્યો." તે સાંભળી સૂરિ મહારાજે મનમાં રંજિત થયેલા શ્રીઆમ રાજાને કહ્યું કે—" હે રાજા! જ્યાં સુધી તમે પ્રતિબોધ નથી પામ્યા, ત્યાંસુધી મારી શી શક્તિ કહેવાય ? " ત્યારે રાજાએ ગુરૂને કહ્યું કે—" કમળને વિષે ભમરાની જેમ જિનેશ્વરે કહેલા સમ્યગ્ધર્મને વિષે તમારી વાણીથી મારૂં મન લીન થયું છે, પરંતુ શિવધર્મને છોડતાં મને ઘણી લજ્જા આવે છે,

ધર્મ દીક્ષા.

તે કાંઈક પૂર્વ ભવનો સંબંધ જ જણાય છે, તેથી હું શું કરૂં ?" તે સાંભળી ગુરૂએ શ્રુતજ્ઞાનના ઉપયોગથી તેનો પૂર્વ ભવ જાણી રાજાને કહ્યું કે—"હે રાજન્ ! પૂર્વ ભવમાં તમે જે કષ્ટ કર્યું છે, તેનું આ રાજ્યરૂપ અલ્પ જ ફળ તમને મળ્યું છે." તે સાંભળી મંત્રી વિગેરેએ રાજાનો પૂર્વ ભવ પૂછયો, ત્યારે તે સર્વે સાંભળતાં ગુરૂ મહારાજ બોલ્યા કે—"કાલિંજર નામના પર્વતની પાસે એક સાલ વૃક્ષ છે. તેની નીચે બે પગ ઉંચા રાખી અને મસ્તકને પૃથ્વીપર રાખી જટાને ધારણ કરી બબ્બે ઉપવાસને પારણે પરિમિત ભોજન કરી એકસો વર્ષ સુધી અત્યંત દુષ્કર ઘોર તપ કરી પછી આયુષ્યના છેડે એક માસના અનશન પૂર્વક શરીરનો ત્યાગ કરી તે કરેલા અજ્ઞાન કષ્ટથી તમે અહીં મોટા રાજા થયા છો. જો કદાચ સમ્યક્ જ્ઞાન અને ક્રિયા સહિત આવું કષ્ટ ( તપ ) બીજા પ્રાણીઓ કરે તો તેઓ સમગ્ર કર્મનો ક્ષય કરીને મોક્ષને જ પામે. કહ્યું છે કે—

"मासे मासे अ जो वालो, कुसग्गेणं तु भुंजइ ।
न सो सुअक्खायधम्मस्स, कलं अग्घइ सोलसं (सिं)

"જે બાળક ( અજ્ઞાન કષ્ટ કરનાર ) માસ માસના ઉપવાસ કરી પારણાને દિવસે માત્ર દર્ભના અગ્રભાગ પર રહે તેટલો જ આહાર કરે, તોપણ તે શ્રુતમાં કહેલા ધર્મની સોળમી કળાને પણ લાયક થાય નહીં." તથા—



"एकपादस्थितो गङ्गा-तीरेऽङ्गी यस्तपस्यति ।
एकस्या जिनपूजायाः कलां नार्हति षोडशीम् ॥ १ ॥"

" ગંગા નદીને કિનારે જે કોઈ મનુષ્ય એક પગે ઉભો રહીને તપસ્યા કરે, તો પણ તેની તે તપસ્યા એક જિનપૂજાની સોળમી કળાને પણ લાયક થાય નહીં–સોળમી કળા બરાબર પણ થાય નહીં."



જો આ મારા કહેવાથી તમારા મનમાં બરાબર વિશ્વાસ ન આવતો હોય તો તે વૃક્ષની નીચે તે જટા હજુ પડેલી છે, તેને આપ્ત પુરૂષો દ્વારા મંગાવીને ખાત્રી કરો." તે સાંભળીને રાજાએ તે પોતાની જટા પુરૂષોને મોકલી મંગાવી, તે જોઇ રાજા, મંત્રી વિગેરે સર્વેએ ગુરૂની વાણી સત્ય વડે પવિત્ર માની.

ત્યારપછી સત્ય ધર્મ સાંભળવાની રાજાની ઇચ્છા છે એમ જાણી મુનીશ્વર અમૃત જેવી વાણી બોલ્યા કે—" સમ્યક્ પ્રકારે જિનેશ્વરે ધર્મરૂપી વૃક્ષને નવપલ્લવ કરવામાં મેઘ સમાન બે પ્રકારનો ધર્મ કહેલો છે. એક તો સાધુને યોગ્ય મહાવ્રતના પાલનરૂપ અને બીજો શ્રાવકને યોગ્ય અણુવ્રતના પાલનરૂપ. તેમાં અહિંસા, સત્ય, અસ્તેય[1], બ્રહ્મચર્ય અને નિષ્પરિગ્રહતા આ પાંચ યમ ( વ્રત ) સાધુઓને સર્વથા હોય છે, અને ગૃહસ્થીઓને તે જ પાંચ વ્રત દેશથી હોય છે. કહ્યું છે કે—

" વીતરાગ પ્રભુ પાંચ પ્રકારના અણુવ્રતને માને છે, ત્રણ પ્રકારે ગુણવ્રત કહે છે, અને ચાર પ્રકારે શિક્ષાવ્રત કહે છે. આ પ્રમાણે બાર પ્રકારનો ગૃહસ્થ ધર્મ છે. જિનેંદ્રોએ આ ધર્મ સમ્યક્ત્વ સહિત કહ્યો છે, તે સમ્યક્ત્વ જીવાદિક તત્ત્વોને વિષે રૂચિ

૧ અદત્તાદાન.

ધર્મ
રીક્ષા.

થવી તેજ કહ્યું છે, તે રૂચિ પણ ભવ્યત્વ સમીપે રહ્યું હોય તો જ ઉદયમાં આવે છે, અને તે રૂચિનું કારણ તથાપ્રકારના કર્મનો ક્ષયોપશમ વિગેરે જ છે. જેણે સંસારની વૃદ્ધિ કરનારૂં મિથ્યાત્વ દૂરથી જ વર્જ્યું હોય, તે જ પરમાર્થવડે શ્રાવક કહેવાય છે, અને બીજા તો નામના જ શ્રાવક છે. પ્રાણીએ પોતાનો આત્મા દેદીપ્યમાન જ્વાળાવાળા અગ્નિમાં નાંખવો સારો છે, પરંતુ મિથ્યાત્વ સહિત જીવવું કદાપિ સારૂં નથી. સર્વને વિષે ઉચિતતા કરવી, ગુણને વિષે પ્રીતિ કરવી, જિનેશ્વરના વચનને વિષે શ્રદ્ધા કરવી અને ગુણ રહિતને વિષે મધ્યસ્થભાવ રાખવો, આ સર્વે સમ્યગ્દૃષ્ટિના ચિહ્નો છે. ઉદારતા, દાક્ષિણ્યતા, પાપની જુગુપ્સા, નિર્મળ બોધ અને પ્રાયે કરીને લોકપ્રિયપણું આ સર્વે સમ્યગ્દૃષ્ટિના લિંગ છે.

ઇત્યાદિ ગુરૂના મુખથી દેશના સાંભળીને પ્રતિબોધ પામેલા રાજાએ ગુરૂ પાસે ઉત્સવ સહિત સમકિત ગ્રહણ કર્યું. પછી સમ્યક્ત્વની શુદ્ધિને માટે શ્રી આમરાજાએ ગુરૂના કહેવાથી શ્રાવકાદિકને એક કરોડ સુવર્ણનું દાન કર્યું, તથા તે સમકિતની શુદ્ધિને માટે જ રાજાએ ગોપગિરિને વિષે સુવર્ણના કળશની શ્રેણીથી શોભિત એક મોટું ચૈત્ય કરાવ્યું. તે ચૈત્યમાં તે રાજાએ સવા લાખ સુવર્ણના ટંક ખર્ચીને [illegible] સુંદર નામનો મૂળ મંડપ કરાવ્યો તથા તે [illegible] રાજાએ અઢાર ભાર જાતિવંત [illegible]ની ભરાવીને સ્થાપન કરી. પછી [illegible] પર આરૂઢ થઇ સર્વ સ[illegible] દેવને વંદન કરવા તથા [illegible]

એકદા ગુરૂની પાસે તે આમ રાજાએ રૈવત તીર્થના ભુવનને વિષે અદ્દભુત વૈભવને સાંભળીને તે તીર્થના દર્શન થાય ત્યાં સુધીને માટે ભોજનનો અભિગ્રહ ગ્રહણ કર્યો. પછી રાજાએ મોટા સંઘ સહિત રૈવતાચળ તરફ પ્રયાણ કર્યું. તેમાં પાપનો ક્ષય કરનારા બત્રીશ ઉપવાસ થયા ત્યારે શ્રી અંબિકા દેવીના પ્રસાદ વડે ગિરનાર ગિરિથકી શ્રી નેમિનાથ સ્વામીનું બિંબ સ્તંભતીર્થ નગરમાં ( ખંભાતમાં ) તેની સન્મુખ આવ્યું. તેને વંદન કરીને તે રાજાએ ત્યાં પારણું કર્યું પછી ત્યાંજ વિશ્વને વિષે અદ્દભુત એવો અરિષ્ટનેમિ નામનો પ્રાસાદ કરાવીને તેમાં ભક્તિથી મહોત્સવ પૂર્વક તે બિંબને સ્થાપન કર્યું. ત્યાર પછી રાજાએ વિધિપૂર્વક સંઘાધિપતિનો આચાર કરીને મહોત્સવ પૂર્વક તીર્થયાત્રા કરી.

તે રાજાના સંઘમાં સુવર્ણ અને રૂપાના એક હજાર દેવાલયો હતા, એક હજાર સંઘપતિ થયેલા શ્રેષ્ઠી, સામંત અને મંત્રીઓ હતા, એક લાખ પીઠભર ભાર વહન કરનારા વૃષભો હતા, ત્રણ લાખ અશ્વો હતા, એક હજાર હાથીઓ અને એક હજાર રથો હતા, ભારને વહન કરનારા વીશ હજાર ઉંટ હતા, પચાસ હજાર બળવાન પત્તિઓ હતા, એકવીશ હજાર ગૃહસ્થોનાં કુટુંબો હતાં, તથા સાતસો દેશાધિપતિ અને ગ્રામાધિપતિ હતા. આ પ્રમાણે વિસ્તાર સહિત તીર્થયાત્રા કરીને ધર્મને જાણનાર તે રાજાએ પોતાનું સમકિત નિર્મળ કર્યું.

આ પ્રમાણે શ્રાવક ધર્મમાં ધુરંધર પવિત્ર આત્માવાળો તે રાજા ઘણા વર્ષો સુધી રાજ્યનું પાલન કરી સ્વર્ગે ગયો.

કુતીર્થિકોનાં રચેલાં અનેક પ્રકારનાં મિથ્યાકાર્યો તત્ત્વને નહીં જાણનારા મનુષ્યોના મનને જ પ્રીતિ કરનારાં હોય છે. તેમાં પર્વતાદિકને દેવ માનેલા છે, જળને પણ તીર્થ માન્યું છે, વૃક્ષો વાવવામાં પુણ્યની પ્રાપ્તિ કહી છે, પશુઓની પૂજ્યતા કહી છે, રાત્રિભોજનમાં પુણ્ય માન્યું છે, પાણીના સ્નાનવડે ધર્મ માન્યો છે, તથા યજ્ઞકર્મમાં હિંસા કરવાથી સ્વર્ગની સંપત્તિનો લાભ કહ્યો છે. આવા અનેક મિથ્યાત્વરૂપી વિષના દોષોનો નાશ કરનાર અને શુભ કૃત્યોવડે શુદ્ધ એવો સમ્યક્ ધર્મ જ મોક્ષના અર્થીએ સેવવો યોગ્ય છે.

આ પ્રમાણે આ સમ્યક્ ધર્મ જાત્ય સુવર્ણની જેમ મનુષ્યોની મહામોહરૂપી વિષની પીડાને હરણ કરનાર તથા શ્રીવાક્પતિ રાજાની જેમ મહામોહરૂપી વિષનો નાશ કરવા પૂર્વક અનુક્રમે સર્વ પ્રકારના સુખવડે ઉત્તમ હર્ષને વરસાવનાર થાય છે.

( દ્વિતીય પરિચ્છેદ સંપૂર્ણ. )

પહેલા ગુણના વર્ણનવાળો બીજો પરિચ્છેદ સમાપ્ત થયો.



# અથ તૃતીય પરિચ્છેદ.

હવે બીજો ગુણ કહે છે.—

" वरनाणकिरिअरूवो, सोवन्नरसायणं व जिणधम्मो ।
सेविज्जंतो कम्मा—मयहरणो निव्वुइं देइ ॥ १ ॥ "





એ જ્ઞાન અને ક્રિયારૂપ આ જિનધર્મ સુવર્ણના બનાવેલા રસાયણરૂપ છે, તેનું સેવન કરવાથી તે કર્મરૂપી રોગનું હરણ કરી નિર્વૃતિને[1] આપે છે.

સત્ય દેવ, ગુરૂ અને ધર્મરૂપ ત્રણ તત્ત્વનું અને જીવાજીવાદિક પદાર્થોના સમૂહનું સમ્યગ્ જ્ઞાન અને શ્રદ્ધાપૂર્વક સમ્યક્ પ્રકારની ક્રિયા અને તેને વિધિ પ્રમાણે પાલન કરવારૂપ શ્રી જિનેશ્વરે કહેલો ધર્મ કુમાર સુવર્ણની જેમ બાહ્ય અને આભ્યંતર રોગને હરણ કરી સૌભાગ્ય અને આરોગ્યતા આપવા પૂર્વક મોક્ષને આપનાર થાય છે. કહ્યું છે કે—

૧ રસાયણ સુખને અને ધર્મ મોક્ષને આપે છે.

" જે માણસ સમ્યગ્દર્શનવડે શુદ્ધ એવા જ્ઞાનને અને ચારિત્રને પ્રાપ્ત કરે છે, તેણે દુઃખના કારણરૂપ છતાં પણ આ મનુષ્યભવ સારો પ્રાપ્ત કર્યો છે. અર્થાત્ આ મનુષ્યભવ કેવળ દુઃખરૂપ છે તેમાં પણ જો જ્ઞાન, દર્શન અને ચારિત્ર પ્રાપ્ત થયાં હોય તો તેનો જન્મ સફળ છે."

અહીં સ્વીકાર અને પરિહાર એમ બે પ્રકારનો ધર્મ કહેલો છે. તેમાં શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે શુભ કર્મનું સેવન કરવું તે સ્વીકાર કહેવાય છે, અને શાસ્ત્રમાં નિષેધ કરેલા અશુભ કર્મોની જે સેવા ન કરવી તે પરિહાર કહેવાય છે. આ બે પ્રકારમાં બીજો પરિહારનો પ્રકાર પંડિતોએ શ્રેષ્ઠ અને મોક્ષ આપનાર જાણવો. કારણ કે જેમ વૈદક શાસ્ત્રમાં મહાવ્યાધિનો પ્રતિકાર ( ઉપાય ) ઔષધની સેવા અને કુપથ્યનો ત્યાગ એ બે પ્રકારે રોગને હરણ કરનાર કહ્યો છે. તેમાં ઔષધનું સેવન કરતા છતાં પણ જો કુપથ્યનું સેવન કરે તો તો તેને કદાપિ ગુણ થતો નથી. તેથી ઔષધ કરતાં પથ્યનું સેવન શ્રેષ્ઠ છે. કહ્યું છે કે—

" औषधेन विना व्याधिः, पथ्यादेव निवर्तते ।
न तु पथ्यविहीनस्य, भेषजानां शतैरपि ॥ १ ॥ "

" ઔષધ વિના પણ માત્ર પથ્યથી જ વ્યાધિ નષ્ટ થાય છે, પરંતુ પથ્ય વિના સેંકડો ઔષધોથી પણ વ્યાધિ નષ્ટ થતો નથી."

તે જ પ્રમાણે પાપના પરિહારરૂપ ધર્મરસનું સેવન આરોગ્યદ્ધિની જેમ કર્મમય વ્યાધિને હરનાર થાય છે.

## આરોગ્યદ્વિજની કથા.

ઉજ્જયિની પુરીમાં **ધર્મ** નામનો પુરોહિત હતો. તેને ક્રીડા કરતા કલભોએ[1] કરીને સહિત હાથીની જેવો પુત્ર હતો. તે બાલ્યાવસ્થાથી જ ભોગ અને સુખને નાશ કરનારા રોગોવડે ગ્રસ્ત હતો. વૈદ્યોએ તેની અનેક પ્રકારે ચિકિત્સા કરી તોપણ તેને કાંઈ પણ ગુણ થયો નહીં. તેનું **ભાનુદત્ત** નામ હતું, તોપણ તે રોગ નામે પ્રસિદ્ધ થયો. કારણ કે દ્રઢ બાંધેલા ( નિકાચિત ) કર્મનો ભોગથી જ ક્ષય થાય છે. અનુક્રમે તે યુવાવસ્થાને પામ્યો ત્યારે એકદા કોઇ ઉત્તમ સાધુની પાસે ગયો. ત્યાં તેણે આ પ્રમાણે અમૃતની વૃષ્ટિ જેવી શીતળ દેશના સાંભળી.—

" જેમ ઉત્તમ ઔષધના સંયોગની ભાવનાથી ભાવિત થયેલું સુવર્ણ રસાયણરૂપ થાય છે, અને તે સર્વ રોગોને દૂર કરનાર થાય છે, તેમ સત્ક્રિયાની ભાવનાથી ભાવિત થયેલો ધર્મ સમ્યક્ પ્રકારે આરાધવાથી સર્વ કર્મરૂપી રોગોનો નાશ કરનાર થાય છે. સારૂં રાજ્ય, સંપત્તિ, ભોગ, ઉત્તમ કુળમાં જન્મ, સારૂં રૂપ, સૌભાગ્ય, આયુષ્ય અને આરોગ્ય, આ સર્વ ધર્મરૂપી કલ્પવૃક્ષનાં ફળ છે ( ધર્મથી જ આ સર્વે પ્રાપ્ત થાય છે ). અશુભ કર્મના યોગથી પ્રાણીઓના શરીરમાં રોગો ઉત્પન્ન થાય છે, તે રોગો સમ્યગ્ ધર્મના પ્રભાવવડે શીઘ્ર ક્ષય પામે છે. કહ્યું છે કે—

" दानैर्दयाभिरपि संयतदेवताईं–
दुर्घर्चनाप्रणतिभिश्च जपैस्तपोभिः ।

૧ હાથીનાં બચ્ચાં.

इत्युक्तपुण्यनिचयैरपचीयमानाः,
प्राक्पापजा यदि रुजः प्रशमं प्रयान्ति ॥१॥"

જો કદાચ પૂર્વના પાપથી ઉત્પન્ન થયેલા રોગો શાંતિને પામે તો દાનવડે, દયાવડે, સંયત દેવ અરિહંતની પૂજાવડે, સુસાધુરૂપ ગુરૂને નમસ્કાર કરવાવડે, જપવડે અને તપવડે આ પ્રમાણે કહેલા પુણ્યના સમૂહવડે હાનિ પામતા પામતા શાંતિને પામી શકે છે–નાશ પામી શકે છે."

જો તારે નીરોગ થવાની વાંછા હોય તો મન, વચન અને કાયાવડે શક્તિ પ્રમાણે સર્વ પ્રાણીઓપર દયા કર. સમકિતે કરીને શુદ્ધ એવો ઉત્તમ ધર્મ સાધુને યોગ્ય અને શ્રાવકને યોગ્ય એમ બે પ્રકારે કહેલો છે. તે સર્વ ઇચ્છિત ફળને આપનારો છે."

ઇત્યાદિક ગુરૂના મુખથી દેશના સાંભળીને તે રોગવિપ્ર સમ્યક્ત્વને અંગીકાર કરી પાંચ અણુવ્રતરૂપ શ્રાવક ધર્મમાં દૃઢ મનવાળો થયો. પછી સમગ્ર શ્રાવકના આચારને જાણીને ભવની સ્થિતિને જાણતા તે શ્રેષ્ઠ બ્રાહ્મણે મદિરા, માંસ, માખણ, મધ, પાંચ ઉદુંબર, અભક્ષ્ય, અનંતકાયાદિક અને બહુ બીજવાળાં ફળ, આ સર્વ વસ્તુઓનો ત્રિવિધે ત્રિવિધે ત્યાગ કર્યો. તેને સર્વ પ્રકારની ચિકિત્સા કરવાની સામગ્રી પ્રાપ્ત થયેલી હતી, તોપણ રોગને સહન કરતા તેણે વિચાર કર્યો કે—" હે જીવ ! ફરીને પણ તારે આ દુઃખનો સમૂહ સહન કરવાનો છે જ. કેમકે પૂર્વે કરેલા કર્મોનો નાશ થવાનો જ નથી. આ પ્રમાણે જાણીને જે જે દુઃખ તને પ્રાપ્ત થાય તેને તું સમ્યક્ પ્રકારે સહન

કર. કેમકે આવો સત્ અસત્નો વિવેક આ મનુષ્ય-ભવ સિવાય બીજે કયે ઠેકાણે તને થશે ? શુભ કે અશુભ જે કાંઇ કર્મ આ જીવે પૂર્વે કરેલું છે, તે અવશ્ય ભોગવવાનું જ છે. કેમકે નહીં ભોગવેલા કર્મનો સેંકડો અને કોટિ કલ્પોવડે પણ ક્ષય થતો નથી." આ પ્રમાણે વિચાર કરીને તે તીવ્ર વ્યથાને સહન કરતો હતો.



એકદા શક્રઇંદ્રે પોતાની સભામાં સર્વ દેવોની સમક્ષ તે રોગ વિપ્રની પ્રશંસા કરી કે-" અહો ! રોગ નામનો ઉત્તમ બ્રાહ્મણ સાત્વિક જનોમાં અગ્રેસર છે, કે જેથી પોતાને ઘેર સર્વ પ્રકારની ચિકિત્સાના ઉપાયની સંપત્તિ હાજર છતાં પણ તેનું મન પોતાના શરીરને વિષે પણ અપેક્ષા રહિત છે, અને ધર્મમાં જ તત્પર રહી વિવિધ પ્રકારના રોગથી ઉત્પન્ન થયેલી વ્યથાને સમતાથી સહન કરે છે." આવી ઇંદ્રની પ્રશંસાને નહીં શ્રદ્ધા કરતા કોઇ બે દેવો વૈદ્યનું રૂપ ધારણ કરી ત્યાં આવી તે શ્રેષ્ઠ બ્રાહ્મણને કહેવા લાગ્યા કે-" શ્રેષ્ઠ બ્રાહ્મણ ! અમે વૈદ્ય છીએ, તેથી ઔષધવડે તને શીઘ્રપણે સર્વ વ્યાધિથી રહિત કરીએ. તેથી તારે રાત્રિએ ઔષધને મધથી મિશ્રિત કરી મદિરાની સાથે ખાવું ( પીવું ) અને માખણથી વધારેલા માંસનું તારે ભોજન કરવું. આ પ્રમાણે કરવાથી તત્કાળ તારા રોગો નાશ પામશે, એટલે પછી આરોગ્યવાન થઇને તું સેંકડો વર્ષ સુખ ભોગવનાર થા." આ પ્રમાણે તે બન્ને વૈદ્યોનું વચન સાંભળીને ઇંદ્રથી પણ અધિક પ્રભાવવાળા અને પુણ્યવંતોને વિષે પ્રસિદ્ધ એવા તે રોગવિપ્રે પોતે જ આ પ્રમાણે વિચાર કર્યો કે-

"મોટા અને સામાન્ય કુળમાં જેમનો જન્મ થયો હોય તેઓ જો લોક અને લોકોત્તર માર્ગમાં નિંદ્ય કર્મને વર્જે તો તેમની ઉત્તમ પુરૂષોને વખાણવા લાયક પ્રતિષ્ઠા થાય છે. પરંતુ જો તે અશુભ કર્મોને આચરે તો સમુદ્રથી ઉત્પન્ન થયેલા ચંદ્રની જેમ કલંકવાળો થાય છે, તેથી હું માનું છું કે હીન આચારવાળું કુળ કાંઈ પ્રમાણ નથી. બીજા હલકા કુળમાં પણ ઉત્પન્ન થયા હોય તોપણ તેનું સદાચરણ જ વિશેષ ગણાય છે. શીલ ( આચાર ) જ પ્રધાન છે. કાંઈ કુળ પ્રધાન નથી. શીલ વિનાંના કુળે કરીને શું ફળ છે ? હીન કુળમાં ઉત્પન્ન થયા છતાં પણ ઘણા ધીર પુરૂષો શીલની ઉપાસના કરી સ્વર્ગે ગયા છે. તો પછી લોકોને માન્ય એવા બ્રાહ્મણના વંશમાં ઉત્પન્ન થએલા અને વળી વિશેષે કરીને હાલમાં શ્રીમાન્ જૈન ધર્મને પામેલા એવા મારે આવું નિંદ્ય દુષ્કર્મ કરવું યોગ્ય કેમ જ હોય. કેમકે અનિત્ય એવા આ શરીરને માટે તેવું દુષ્કર્મ કરવું તે તો નરકનું જ કારણ છે. કારણકે—" શરીરની છેલ્લી અવસ્થા કૃમિ, ભસ્મ કે વિષ્ટારૂપ થાય છે, તેવા આ નાશવંત શરીરને માટે થઈને કોણ પાપ કરે ? કોઈ જ ન કરે. "

જો કદાચ આ શરીર અપૂર્વ થતું હોય અથવા અત્યંત દુર્લભ થતું હોય, તો તો તેને માટે અતિ નિંદિત કર્મ કરવું પણ યોગ્ય છે. પરંતુ નાશવંત શરીરને આશ્રીને કયો બુદ્ધિમાન્ પુરૂષ પાપનું આચરણ કરે ? એરંડાના વૃક્ષનો આશ્રય લઈને હાથીની
૬૬ સાથે વિરોધ કરવો યોગ્ય નથી. " આ પ્રમાણે પોતે વિચાર કરીને તેણે તે ઉત્તમ વૈદ્યોને કહ્યું કે—" હું

બીજા ( નિર્દોષ ) ઔષધવડે પણ ચિકિત્સા કરવાને ઇચ્છતો નથી, તોપછી સમગ્ર શાસ્ત્રમાં વિરૂદ્ધ, પંડિતોએ નિંદવા લાયક, અને જૈન ધર્મના માર્ગમાં તિરસ્કાર ( નિષેધ ) કરેલા આવાં ઔષધવડે તો હું ચિકિત્સા ન કરૂં તેમાં શું કહેવું ? કારણકે—મદિરા, માંસ, મધ અને છાશથી બહાર કાઢેલા માખણ, આ સર્વને વિષે તે તે વર્ણવાળા સૂક્ષ્મ જંતુઓ ઉત્પન્ન થાય છે. અગ્નિવડે સાત ગામ બાળવામાં જે પાપ થાય છે, તેટલું પાપ મધનું એક બિંદુ ખાવાથી થાય છે. વૃથા પશુની ઘાત કરનારો પ્રાણી પરભવમાં જન્મ જન્મને વિષે પશુના શરીર ઉપર જેટલાં રૂંવાડાં છે તેટલી વખત પોતે વધને પામે છે. જે મનુષ્ય સો વર્ષ સુધી વરસે વરસે અશ્વમેધ યજ્ઞ કરે છે, અને જે માણસ માંસનું ભક્ષણ કરતો નથી, તે બન્નેનું તુલ્ય ફળ છે. " આ પ્રમાણે દેહને વિષે નિઃસ્પૃહ ચિત્તવાળા તે રોગવિપ્રનું વચન સાંભળી તે વૈદ્યોએ તે વૃત્તાંત તેના સ્વજનોની પાસે કહ્યો. અને તેઓએ રાજાને કહ્યો. ત્યારે રાજા પોતે તેના સ્વજનો સહિત તેની પાસે આવ્યો, અને શાસ્ત્રના આધાર સહિત તેને ચિકિત્સા કરવામાં પ્રેરણા કરવા લાગ્યો કે—" આ શરીર ધર્મયુક્ત હોવાથી તેનું પ્રયત્ન પૂર્વક રક્ષણ કરવું જોઇએ. કેમકે જેમ પર્વતથી પાણી ઝરે છે, તેમ શરીરથી ધર્મ ઝરે છે ( ઉત્પન્ન થાય છે. ) સર્વ પ્રકારે પોતાનું રક્ષણ કરવું એમ ધર્મના જાણનાર પુરૂષો કહે છે. કેમકે ધર્મનાં સર્વ સાધનોમાં શરીર જ પહેલું સાધન છે. જીવતો માણસ કલ્યાણને પામે છે, અને જીવતો માણસ પુણ્ય કરી શકે છે. પણ મરેલાનો દેહ નાશ પામે છે અને ધર્મનો વિરામ ( સમાપ્તિ ) થાય છે. સર્વત્ર સંયમનું

રક્ષણ કરવું, અને સંયમથી પણ આત્માનું રક્ષણ કરવું. કેમકે અતિચારથી મુક્ત થવાશે અને વિશોધિ થશે, અને અવિરતિનો દોષ લાગશે નહીં. તેથી હે સારી બુદ્ધિવાળા ! તું વૈદ્યોએ કહેલા આ ઔષધવડે તારા શરીરની ચિકિત્સા કરાવ, અને લાભ અલાભનો વિચાર કર." આ પ્રમાણે રાજા વિગેરેએ તેને અનેક પ્રકારે સમજાવ્યો, ત્યારે જેનું મન ધર્મની જ અપેક્ષા રાખતું હતું એવા તેણે રાજાદિકને આ પ્રમાણે કહ્યું કે—"જે નિકાચિત કર્મ કરેલું હોય છે, તેને દેવો પણ ઓળંગી શકતા નથી—અન્યથા કરી શકતા નથી પરંતુ તેના ભોગવડે જ અથવા દુષ્કર તપવડે જ તેનો ક્ષય થાય છે. જે દેશમાં, જે કાળે અને જેવી ઉમ્મરે જે શુભ કે અશુભ કર્મ કર્યું હોય, તે તેજ પ્રકારે તેને ભોગવવું પડે છે. જેથી કરીને પાપ કરવાથી ઘણા અત્યંત તીવ્ર દુઃખો પ્રાપ્ત થાય છે, તેથી કરીને મનુષ્યે પાપ કરવું જ નહીં, અને જંતુઓને જે પીડા ઉપજાવવી તે જ પાપ છે." આ પ્રમાણે કહીને તેણે રાજા વિગેરેની પાસે શરીરની પીડા સહન કરવા ઉપર પુણ્યશાળી **સનત્કુમાર** ચક્રવર્તીની કથા કહી, તથા ધર્મને માટે થઇને વિષના આવેશની પીડાના પ્રતિકારને નહીં કરનાર શુદ્ધ સમકિતધારી ભવ્ય કુટુંબની પણ કથા કહી સંભળાવી. પછી તે ફરીથી બોલ્યો કે—સમ્યગ્ ધર્મવાળાનું શરીર લક્ષ્મી (ધન) ને તુલ્ય કહેલું છે, અને તેના શુદ્ધ ચિદાનંદમય આત્માને કાયા સમાન કહેલો છે. તેથી જિનેશ્વરે કહેલી વિધિ પ્રમાણે ધર્મકાર્યમાં તત્પર થયેલા પુરૂષે નશ્વર એવા પોતાના દેહાદિકવડે યત્નથી આત્માનું રક્ષણ કરવું જોઇએ.

( માટે તમે ઉપર જે કહ્યું તે સર્વ આ રીતે બરાબર જ છે. ) ”

આ પ્રમાણે તે ઉત્તમ શ્રાવકના વચનથી તેને દઢ ધર્મવાળો જાણી તે બન્ને દેવોએ પોતાનું રૂપ પ્રગટ કરી કહ્યું કે—“ હે સાત્ત્વિક જનોમાં શિરોમણિ ! તું આખા જગતને પૂજ્ય છો અને ધન્ય છો કે જેથી ઇંદ્રે પોતે દેવોની સભામાં તારી પ્રશંસા કરી. ” એમ કહી તે દેવોએ રાજા વિગેરે લોકોને પોતાનું સર્વ વૃત્તાંત કહી તે રોગવિપ્રના શરીરના સર્વ રોગો હરી લીધા, તથા તે બ્રાહ્મણને દુઃખના સમૂહને નાશ કરનાર એક દિવ્ય હાર આપી અને રત્નની વૃષ્ટિ કરી તે દેવો પોતાને સ્થાને ગયા. પછી રાજા વિગેરે લોકોએ તેનું આરોગ્યદ્વિજ એવું નામ પાડયું. તે વખતે આખા નગરમાં જિનશાસનની પ્રભાવના થઇ. પછી રાજા વિગેરે ઘણા લોકોએ હર્ષિત થઇ સદ્ગુરૂની જેમ તેની જ પાસે બાર વ્રતવડે ભૂષિત શ્રાવક ધર્મ અંગીકાર કર્યો. ત્યાર પછી તે આરોગ્ય દ્વિજે પરભવમાં બોધિના લાભને માટે કૈલાસ પર્વત જેવા મોટા જૈન પ્રાસાદને કરાવી તેમાં સુવર્ણની જિનપ્રતિમા સ્થાપિત કરી. કહ્યું છે કે—

“ जो कारवेइ पडिमं, जिणाण जिअरागदोसमोहाणं ।
सो अन्नभवे पावइ, भवमहणं धम्मवररयणं ॥१॥”

“ જે માણસ રાગ, દ્વેષ અને મોહને જીતનારા જિનેશ્વરોની પ્રતિમા કરાવે છે ( કરાવીને સ્થાપન કરે છે ) તે બીજા ભવમાં ભવને મથન કરનાર શ્રેષ્ઠ ધર્મ રૂપી રત્નને પ્રાપ્ત કરે છે. ”

"સારા દેશ અને કાળને વિષે જે સુપાત્ર દાન કર્યું હોય તે અક્ષય થાય છે, તથાં તે દાતારનું કોટિ જન્મોવડે ઉપાર્જન કરેલું પાપ નાશ પામે છે. જે દાન પાત્રની સામા જઇને આપ્યું હોય, અથવા તેની યાચના વિના આપ્યું હોય, તો સમુદ્રનો અંત આવે છે, પણ તે દાનના ફળનો અંત આવતો નથી." આ પ્રમાણે મનમાં વિચાર કરી શિપ્રા નદીના જળની જેવા ઉજ્વળ હૃદયવાળા તે આરોગ્ય વિપ્રે ઉત્તમ સુપાત્રોને વિષે ત્રણ પ્રકારે શુદ્ધ અનેક પ્રકારનું દાન આપ્યું. તથા શત્રુંજય, ઉજ્જયંતગિરિ અને સમેતશિખર વિગેરે તીર્થોને વિષે રહેલી તીર્થંકરોની પ્રતિમાઓને નમન કરી તે આરોગ્ય વિપ્ર પુણ્યશાળીમાં અગ્રેસર થયો.

એકદા જગદ્ગુરૂ શ્રીમહાવીર સ્વામી ચાર માસના ઉપવાસ કરી પારણાને માટે તે આરોગ્ય વિપ્રને ઘેર આવ્યા. તે જોઈ તેણે વિચાર્યું કે–" અહો ! આજે મારે ઘેર વાદળાં વિના જ અમૃતની વૃષ્ટિ થઇ, તથા મારા પુણ્યના ઉલ્લાસથી મારા આંગણામાં કલ્પવૃક્ષ ઉગ્યો કે જેથી આ જગત્સ્વામી અરિહંત પારણાને માટે મારે ઘેર આવ્યા." એમ વિચારી એકદમ ઉભા થઇ તેણે પ્રભુને અન્નદાન આપ્યું. તે વખતે તે સુપાત્ર દાનના પ્રભાવથી તુષ્ટમાન થયેલા દેવોએ તેના ઘરમાં સાડા બાર કરોડ સુવર્ણની વૃષ્ટિ કરી. આ પ્રમાણે ત્રણ જગતમાં વખાણવા લાયક એવા પુણ્ય કાર્યમાં તત્પર થયેલા તે આરોગ્યવિપ્ર ઘણા વર્ષો સુધી સારી રીતે શ્રાવક ધર્મ પાળ્યો. છેવટ શ્રી મહાવીર સ્વામીની
૭૦ પાસે સંયમ ગ્રહણ કરી તે આરોગ્ય બ્રાહ્મણ અનુક્રમે કાળધર્મ પામી બ્રહ્મલોક નામના પાંચમા દેવલોકમાં

દેવ થયો, ત્યાંથી ચવીને તે બે પ્રકારે [1]ક્ષમાધીશની પદવી પામીને યથાખ્યાત ચારિત્ર અંગીકાર કરી મુક્તિને પામશે. આ પ્રમાણે સદ્ધર્મરૂપી સુવર્ણના રસાયણની સેવાવડે પ્રાણી હર્ષ અને સુખને આપનારી બે પ્રકારની [2]નવૃ'તિને પામે છે. આ પ્રમાણે ધર્મની સ્થિરતા વડે પવિત્ર એવું આરોગ્ય બ્રાહ્મણનું આ ઉત્તમ ચરિત્ર સાંભળીને આત્માનુ હિત ઇચ્છનાર પુરૂષે સદા સુવર્ણના રસાયણ જેવો જિનેશ્વરનો શુદ્ધ ધર્મ સેવવો યોગ્ય છે.

## બીજા ગુણના વર્ણન નામનો ત્રીજો પરિચ્છેદ સમાપ્ત થયો. ૩.



૧ પૃથ્વીના સ્વામી તથા ક્ષમાના સ્વામી.
૨ સુખ તથા મોક્ષ.

# અથ ચતુર્થ પરિચ્છેદ.

—❋◈❋—

હવે ત્રીજા ગુણનું સ્વરૂપ કહે છે.—

"जिणधम्मो दयमाई, कुमारकणगं व दुल्लहो नियमा ।
सेविज्जंतो आवय–हरणाउ करेइ मंगल्लं ॥१॥"

"દયાદિરૂપ જિનધર્મ કુમારસુવર્ણની જેમ નિશ્ચે દુર્લભ છે. તે જો સેવન કરવામાં આવે તો તે સર્વ આપત્તિને દૂર કરી મંગળકારક થાય છે."

જેમ કુમારસુવર્ણ કોઇક દ્વીપમાં કુમાર નામની ભૂમિને વિષે રત્નના અંકુરાની જેમ ઉગે છે–ઉત્પન્ન થાય છે, તે સુવર્ણને જો ધારણ કર્યું હોય તો સર્વ મંગળનું કારણ હોવાથી તે દુષ્ટ આપત્તિને નિવારણ કરે છે. આવું સુવર્ણ પુણ્યના ઉદયથી જ પ્રાપ્ત થાય છે. એજ રીતે સમ્યગ્દર્શન પૂર્વક સર્વ પ્રાણીઓની દયાદિરૂપ શ્રીજિનધર્મ પણ મંગળ કરવા પૂર્વક આપત્તિને દૂર કરનાર થાય છે. કહ્યું છે કે–"સર્વ જીવોને વિષે ત્રસપણું પામવું તે ઉત્તમ છે, ત્રસને વિષે પણ પંચેંદ્રિયપણું ઉત્તમ છે, તેમાં પણ મનુષ્યપણું ઉત્તમ છે, મનુષ્યપણામાં પણ આર્ય દેશ ઉત્તમ છે, આર્ય દેશમાં પણ ઉચ્ચ કુળ પ્રાપ્ત થાય તો તે ઉત્તમ છે, ઉચ્ચ કુળમાં પણ સારી જાતિ ઉત્તમ છે, જાતિમાં પણ સારૂં રૂપ ઉત્તમ છે, રૂપમાં પણ વિશેષ

પ્રકારનું બળ ઉત્તમ છે, બળમાં પણ મોટું આયુષ્ય ઉત્તમ છે, આયુષ્યમાં પણ જ્ઞાન ઉત્તમ છે, જ્ઞાનમાં પણ સમકિત ઉત્તમ છે, અને સમકિતમાં પણ વિરતિ પ્રાપ્ત થવી સર્વોત્તમ છે." આ સર્વ સામગ્રી વડે કરીને આ સંસારરૂપી અરણ્યમાં જિનધર્મની પ્રાપ્તિ થવી અતિ દુર્લભ છે. તે ધર્મ [1]નિયમરૂપ અને [2]યદૃચ્છારૂપ એમ બે પ્રકારે થઇ શકે છે. તેમાં પહેલો જે નિયમરૂપ ધર્મ છે તે જો ભાવથી કરવામાં આવે તો તે તત્કાલ સંપત્તિરૂપ ફળને આપનાર થાય છે, અને બીજો યદૃચ્છા રૂપ ધર્મ કરવાથી કાંઇક વિલંબે કરીને ફળ આપનાર થાય છે. આ બન્ને પ્રકારનો ધર્મ વિવેકી મનુષ્યોને ભુક્તિ (ભોગ) તથા મુક્તિને આપે છે. કહ્યું છે કે—

"જેમ ચક્રવર્તીની શાલિ વાવ્યાને દિવસે જ તત્કાળ ફળે છે અને તે અક્ષય ( અખૂટ ) થાય છે, તે જ પ્રમાણે નિયમરૂપી સત્ત્વના સારવાળો ધર્મ તત્કાળ ફળે છે અને અક્ષય થાય છે, અને બીજા પ્રકારનો યદૃચ્છા ધર્મ અન્ય શાલિની જેવો છે એટલે કે વિલંબે ફળે છે અને પરિમિત ફળ આપે છે."

જેમકે નિશ્ચય પૂર્વક કરેલા ધર્મથી **શ્રીવિજય** રાજા આ ભવમાં પણ તાપ રહિત મંગળની શ્રેણિને પામ્યો હતો.

## શ્રીવિજય રાજાની કથા.

**શ્રીપોતનપુર** નામના નગરનો સ્વામી **શ્રીવિજય** નામનો રાજા હતો. તે ત્રિપૃષ્ઠ વાસુદેવનો પુત્ર હતો.

૧ નિશ્ચય પૂર્વક કરવા રૂપ (સર્વ વિરતિ). ૨ ઇચ્છા પ્રમાણે સ્વાભાવિક કરવા રૂપ (દેશ વિરતિ).